સદ્દગત ભટ મોતીરામ વેણીરામના સ્મરણાર્થે

परोपकारः पुण्याय पापाय परपीडनम्।

જીનેશ્વર સુરિકૃત.

# શ્રી ઉપદેશ રત્નકોષ.

છપાવી પ્રસિદ્ધ કર્તા:—

કીરપાશંકર મોતીરામ ભટ.

ઠે. સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ મુમ્બાદેવી—મુંબાઈ.

પ્રત ૧૦૭૦. સંવત ૧૯૮૧.

કીમત સદુપયોગ.

ઉત્તમ જ્ઞાનનો પ્રચાર એ દ્રવ્યનો સદુપયોગ છે

ઉત્તમ નીતીમય પુસ્તકોનુ વાંચન તમારા પર ઉત્તમ અસર કરી તમને સન્માર્ગે દોરી જશે.

---

☞ આ પુસ્તક મળવાનું ઠેકાણું ☜

## કીરપાશંકર મોતીરામ ભટ.

[illegible]હા બોર્ડીંગ હાઉસ મમ્માદેવી-મુંબઈ નં ૨



ટપાલ ખર્ચ માટે ૦-૧-૦ ની ટીકીટ બીડી મગાવવુ.

જાહેર લાયબ્રેરી કે ધાર્મીક સસ્થા માટે માત્ર પોસ્ટ કાર્ડ લખી મંગાવવુ

---

ભાવ વગરની સો વરની ભક્તિ કરતા હૃદયના સચા ભાવ સાથેની એક દિવસની ભક્તિ ઉત્તમ ફળ આપી શકે છે

---



સુરત લીમડાચોકમા આવેલા શ્રી "હરી-હર" પ્રીં પ્રેસમા
હરીલાલ મગનલાલે છાપી.

# પ્રકાશકના બે બોલ.

**જ્ઞાન પ્રેમી સજ્જનો;**

આ પુસ્તક સં ૧૯૮૦ના શ્રાવણ માસમા ભાઇશ્રી 'આનંદે' મારા હાથમા આપ્યુ અને ત્યાર પછીના તેઓના સદુપદેશથી આવા જ્ઞાન તરફ મારો પ્રેમ વધ્યો આખરે તે પ્રમ એટલે સુધી વધ્યો કે જેને લઇને આ પુસ્તક મારા પીતાશ્રીના સ્મરણાર્થે પ્રસિધ્ધ કરવાની મારી ઈચ્છા થઈ ઇચ્છા દબાઇ જાત પણ પુસ્તકની છપાઇ વીગેરે બાબતો ઉપર પોતે ધ્યાન આપવાનુ કબુલ્યુ અને તે પ્રમાણે ધ્યાન આપી કાર્ય પરીપુર્ણ કર્યું તેના માટે તેમનો અત્રે જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

આ પુસ્તક છપાવવાની રજા આપવા માટે તેના ભાષાતર કર્તા શ્રીયુત્ મણિલાલ નથુભાઈ દોશી બી એ તથા પ્રસિધ્ધ કર્તા શા મોતીલાલ નગીનદાસનો આભાર માનુ છું

સ્મરણાર્થે હોવાથી આ પૂસ્તક સીલકમા હશે ત્યા સુધી વિના મુલ્યે અપાશે પરતુ બહારગામથી મગાવનારે પોસ્ટ ખર્ચ માટે ૦—૧—૦ ની પોષ્ટની ટીકીટ મોકલવાની કૃપા કરવી

આ પુસ્તક વિના મુલ્યે મળે છે તેથીજ માત્ર મગાવી લેવુ એ યોગ્ય નથી પણ તે શાતિથી વાચી મનન કરી તેનો બને તેટલો સદુપયોગ કરવા પ્રયત્ન થશે તો પ્રકાશક પોતાના ઉદ્દેશને સફળ થએલો માનશે

લી સેવક,

વિક્રમ સવત ૧૯૮૦ } ભટ કીરપાશંકર મોતીરામ.
દશેરા આગલોડ.

# બોધ વચનો.

## સુખી થવાના માર્ગ.

કોઈની નિન્દા ન કરો, કોઇને દુ ખ, કે ત્રાસ ન આપો, અપકાર પર ઉપકાર કરી ક્રોધીને શાતિથી જીતો દુ ખ દેનારને ધન્યવાદ આપો, તમારાપર દ્વેષ રાખે તેનાપર પ્રેમ રાખો, બીજાના સુખને ખાતર દુ ખ વેઠતા શીખો, કોઇપણ સારૂ કામ મુલતવી ન રાખતા તુરતજ કરી લ્યો તમને મળતી દરેક પળેપળનો સદુપયોગ કરતા થાઓ, ચારિત્ર્ય, વર્તન, તથા અત કરણ સાફ રાખો કોઈનુ પણ ભુડુ ન વિચારો, સર્વ જગતનુ કલ્યાણ ચાહો

કોઇપણ સજોગમા ક્રોધ ન કરતા શાતિથી વર્તો જેમ બને તેમ શાતિ અને સતોષ રાખતા થાઓ, દુ ખને પ્રસગે ગભરાઈ ન જતાં તે આપણા કર્મનુજ ફળ છે એમ માની ધીરજથી સહન કરો.

પિતાજી'
તમારો
પ્રેમ
કેમ
ભુલું.



પિતાજી'
તમારા
ઉપકારો
કેમ
ભુલુ

# ભટ મોતીલાલ વેણીરામ.

જન્મ
સવત ૧૯૧૯

સ્વર્ગવાસ
સવત ૧૯૭૭

# પુજ્ય પીતાશ્રી:—

આપશ્રીના મારા પ્રત્યેના અનેક ઉપકારોનો અશ માત્ર પણ બદલો મારાથી વાળી શકાય તેમ નથી. છતાં સમુદ્રમા એક બિન્દુ સમાન આ મારી પ્રભુ પ્રેરીત પ્રવૃ-તિથી આપના આત્માને શાતિ થશે તો—આપના શુભ આશીર્વાદ રૂપ તે શાતિમાનુ એક બિન્દુ પણ મને અખડ સુખ, શાતિ, સતોષ અને આનદ આપવા સમર્થ થશે એવી દ્દઢ શ્રધ્ધા સાથે આ નાનકડુ પુસ્તક આપને અર્પણ કરૂ છુ

હુ છુ

આપનો નાનો બાળ

" કીરપાશંકર. "

# બે બોલ.



જ્ઞાન પ્રેમી બંધુઓ.

શ્રી જીનેશ્વર સૂરિકૃત આ ઉપદેશ રત્નકોષ અમદાવાદવાળા શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી બી એ એમણે વિવેચન સાથે ભાષાતર કરી ત્યાનાજ એક સખી ગૃહસ્થ શાહ મોતીલાલ નગીનદાસે પોતાના સદગત્ પત્નિ વિમળાના સ્મરણાર્થે પ્રગટ કર્યું હતુ તેમા સમાવેલા ઉત્તમ બોધનો વધુ પ્રચાર કરવા માટે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે ભાઇ કીરપાશકર મોતીરામે નકલ ૧૦૦૦ મફત વહેચવા છપવી છે ઉત્તમ જ્ઞાનને ઓળખી લઇ તેનો પ્રચાર કરવા આવા અનેક જીજ્ઞાસુ બધુઓ બહાર પડે તો સત્ય, ન્યાય નીતિ શાતિ સતોષ, દયા ક્ષમા પરોપકાર અહિંસા જેવા ઉત્તમ સિદ્ધાન્તોનુ પાલન વધુ પ્રમાણમા થતુ જાય અને અનેક જીવો એવા જ્ઞાન દ્વારા સન્માર્ગે ચઢી શકે એમા શક નથી ધન્ય છે એ જ્ઞાન પ્રેમી બધુને

આનંદ.

# ઉપદેશ રત્નકોશ.

**उवएसरयणकोसं नासिअनीसेसलोगदोगच्चं ॥**
**उवएसरयणमालं वुच्छं नमिऊण वीरजिणं ॥१॥**

**અર્થ**—સમસ્ત લોકના દરિદ્રનો નાશ કરનાર શ્રી વીર ભગવાનને નમસ્કાર કરીને ઉપદેશરૂપ રત્નની માળાવાળા ઉપદેશ રત્નકોશ નામનો ગ્રન્થ કહીશ ॥ ૧ ॥

**ભાવાર્થ**—ગ્રન્થકર્તા વિઘ્ન વિનાશના હેતુથી વીર ભગવાનને નમસ્કાર કરી મંગળાચરણ કરે છે ગ્રન્થનો હેતુ જગત્ માત્રના જીવોનું દુ:ખ દૂર કરવાનો છે, અને ગ્રન્થનો વિષય જગતના જીવોને ઉપર જણાવેલો હેતુ પાર પાડવાને ઉપદેશ આપવાનો છે માળા જેમ કંઠમાં ધારણ કરવામાં આવે તેમ આ ઉપદેશરૂપ રત્નની માળા હૃદયમાં ધારણ કરી મનુષ્ય વર્તે તો આત્મહિત સાધી શકે, એમ ગ્રન્થકાર જણાવે છે ગ્રન્થકર્તા ટુંકમાં ધર્મ રહસ્ય સમજાવે છે

**जीवदयाइ रमिज्जइ इंदियवग्गो दमिज्जइ सया वि ॥**
**सच्चं चेव चविज्जइ धम्मस्स रहस्समिणमेव ॥२॥**

**અર્થ**—જીવદયા કરવી, સર્વદા ઇન્દ્રિયોના સમૂહને દમવો, અને સત્ય બોલવું, આજ (ટુંકાણમાં) ધર્મનું રહસ્ય છે ॥ ૨ ॥

**ભાવાર્થ:**—મનુષ્યો આ રત્નત્રય સમજે, અને તે પ્રમાણે ચાલે, તો થોડા સમયમાં પોતાના આત્માની ઉન્નતિ કરી શકે. અહિંસા પરમોધર્મ એ ઉત્તમ સૂત્ર છે. મન, વચન અને કાયાથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન થાય, તેનું નામ અહિંસા-દયા. કેવળ પ્રાણીપર અનુકંપા કરવી, તેનું નામજ દયા ન કહેવાય પણ દયાનો અર્થ વિશાળ છે. સર્વ જીવના પ્રાણી મનુષ્ય તેમજ ઢોર પ્રત્યે મનથી બુરૂં ન

ઇચ્છવુ, વચનથી ભૂડુ ન બોલવું, અને કાર્યથી અનિષ્ટ ન કરવુ, તેનુ નામ દયા ગણી શકાય જેટલે અશે તે રીતે ચલાય તેટલે અશે લાભ છે પણ આ ઉપર જણાવેલી દયાની વ્યાખ્યા ધ્યાનમા રાખવા જેવી છે સર્વ પ્રાણીઓના આત્મા સરખા છે દરેકને મરણનો ભય લાગે છે માટે કોઇ પણ પ્રાણીનો વિનાશ ન કરવો તેમજ તેના જીવને જેથી દુ ખ થાય તેવુ કાર્ય પણ ન કરવુ બીજુ ઇન્દ્રિય નિગ્રહ કરવો આ શરીર તેમજ ઇન્દ્રિયો એ આત્મા નથી પણ આ સસારમા આત્માને અનુભવ મેળવવાના સાધન છે તે ચાકરરૂપે છે માટે ચાકર શેઠના કબજામા રહે તે માટે ઇન્દ્રિયના નિગ્રહની જરૂર છે જગતમા જે જે દુષ્ટ આચરણો થાય છે, તેમા ઘણાખરા ઇન્દ્રિયોની સ્વતત્રતાને લીધે છે ઇન્દ્રિયો મનને વશ નહિ રહેતા વિષય ભણી દોડે છે, મન પણ તે તરફ ખેચાય છે અને પરિણામ એ આવે છે કે, આપણે તે ઇન્દ્રિયોના ગુલામ બનીએ છીએ અને ઇન્દ્રિયોની તૃપ્તિને અર્થે સર્વ પ્રકારના ઉચ્ચ વિચારો તેમજ નીતિના સિદ્ધાન્તો તજી દેવામા આવે છે માટે પ્રથમથીજ તેમનુ પ્રયોજન જાણી તેમનો નિરોધ કરતા શીખવુ જોઇએ ત્રીજી બાબત સત્ય બોલવા સબધી છે ઉપદેશ બહુ અમુલ્ય છે, પણ તે પ્રમાણે ચાલવુ સુકર નથી મનુષ્યમા રહેલી લોભવૃત્તિ તેમજ જગતના ક્ષણિક વિષયોની લાલસા મનુષ્યના હૃદયમા એટલુ સામ્રાજ્ય ભોગવે છે કે તેને વશ થઇ મનુષ્ય અસત્ય બોલતા જરાપણ આચકો ખાતા નથી, પણ જ્યારે આત્માનો સ્વભાવ શુ છે, અને અસત્ય બોલવાથી મન કેવી રીતે મલીન થઇ આત્માના શુદ્ધ પ્રકાશને ગ્રહણ કરતા અટકે છે તેનો ખ્યાલ આવે છે, ત્યારે અસત્ય માર્ગ તરફથી વિમુખ થવાય છે માટે આત્મશુદ્ધિને ઇચ્છતા દરેક તત્વાભિલાષી પુરૂષને આ ત્રણ બાબતો ધ્યાનમા રાખવાની ભલામણ છે દયા કરવાથી આત્માનો આનદમય સ્વભાવ ખીલશે, હૃદય પ્રેમાળ થશે, ઇન્દ્રિય નિગ્રહથી મનોબળ વૃદ્ધિ પામશે, અને આત્મ શક્તિ જાગૃત થશે, અને

સત્ય બોલવાથી આત્મા શુદ્ધરૂપે પ્રકાશશે આ ત્રણ સુત્રો પ્રમાણેજ પોતાનુ જીવન ચલાવે તો થોડા સમયમા તે મનુષ્ય કેવળ બદલાઇ જઇ, બીજા મનુષ્યોને અનુકરણ કરવા લાયક આચરણવાળો થશે એ નિશ્ચય છે બીજા પણ હિતકારક વચનો ગ્રથકાર જણાવે છે—

**सील न हु खंडिज्जइ न सवंसिज्जइसम कुसीलेहिं ॥**
**गुरुवयणं न खलिज्जइ जइनज्जइ धम्मपरमत्थो ॥३॥**

**અર્થ**—શિયળ વ્રતનો નિશ્ચયનાથી ભગ ન કરવો, ખરાબ શીયળવાળાનો સગ ન કરવો, ગુરૂ વચનનો અનાદર ન કરવો, ધર્મનો પરમાર્થ જાણવો ॥ ૩ ॥

**ભાવાર્થ:**—શિળ એટલે શુદ્ધાચાર પણ જૈન ધર્મના ગ્રથમા શીળ ધણીવાર કેવળ **શીયળ વ્રતને** સારૂ વાપરવામા આવે છે અને અત્રે પણ તે અર્થે વાપરવામા આવ્યુ હોય એમ લાગે છે શિયળ એ મનુષ્યનુ તેમજ સ્ત્રીનુ પરમ ભુષણ છે પુરૂષે પોતાની સ્ત્રી સીવાય અન્ય સ્ત્રીઓને મા બેન સમાન ગણવી, અને સ્ત્રીએ પોતાના પતિ સિવાય અન્ય પુરૂષોને ભાઇ બાપ સમાન ગણવા, તેનુ નામ શીળ કહેવાય છે. શીળ વ્રત ભગથી કેટલા કફાયદા થાય છે, તેથી ભાગ્યેજ કોઇ અજાણ હશે ધન જાય, આબરૂ જાય, શરીર શક્તિ નાશ પામે, અનેક પ્રકારના વ્યાધિ ઉત્પન્ન થાય, કોઇ વિશ્વાસ ન રાખે, અને મનની અસ્વસ્થ સ્થિતી રહે, એ વિગેરે અનેક અનર્થ છે માટે શિયળ વ્રત પાળવુ, એ નૈતિક તેમજ ધાર્મિક ફરજ છે

બીજુ **ખરાબ શીળવાળાની સોબત ન કરવી** કારણકે મનુષ્ય તે અનુકરણ કરનાર પ્રાણી છે. જે ગ્રન્થ આપણે વાચીએ, જે સજોગોમા આપણે આવી પડીએ, અને જે મનુષ્યની સોબત કરીએ તે સર્વે આપણાપર અસર કરે છે પુસ્તકો અથવા સજોગો અસર કરે, તે કરતા મનુષ્ય વધારે અસર કરી શકે કારણકે તે

ચેતનવાળો છે. જડ વસ્તુ જે અસર કરી શકે તેના કરતા આત્મા આત્માપર વધારે અસર કરી શકે એ નિર્વિવાદજ છે માટે સત્સંગ કરશો, અને સર્વથા દુષ્ટોની સોબતનો ત્યાગ કરવો. સારા મનુષ્યો તેમના કાર્યથી આપણને સારા કાર્ય કરતા બનાવે છે તેમના ઉપદેશથી આપણુ મન પવિત્ર કરી શુદ્ધ માર્ગે દોરે છે. તેમજ તેમના વિચારો પણ આપણા મન પર અસર કરે છે અને મનને શુદ્ધ બનાવે છે સારા મનુષ્યોની સોબત તો મહા પુણ્યોદય હોય તોજ મળી શકે ઘણા મનુષ્યો બહારથી સારા દેખાય છે. પણ જેમ જેમ આપણે વધારે સબંધમા આવતા જઇએ છીએ, તેમ તેમ આપણને તેમના દુર્ગુણોની ખબર પડે છે. માટે કોઇ પણ મનુષ્યની સોબત બાંધતા બહુજ વિચાર કરવાની જરૂર છે કારણકે, પાછળથી પસ્તાવુ ન પડે

**ગુરૂ વચનનો અનાદર ન કરવો.** વિદ્યા મેળવવાના ત્રણ માર્ગ શાસ્ત્રમા કહેલા છે. ધનથી, વિદ્યાથી, અથવા ગુરૂપાદ સેવાથી વિદ્યા મળે ને ત્રણ અનુક્રમે અધમ, મધ્યમ અને ઉત્તમ માર્ગ છે ધન આપી વિદ્યા મેળવવી, એ અધમ માર્ગ છે વિદ્યા આપી વિદ્યા ગ્રહણ કરવી, એ મધ્યમ માર્ગ છે અને ગુરૂની સેવા કરવી, તેમની પ્રીતિ સપાદન કરી જ્ઞાન મેળવવુ, તે ઉત્તમ માર્ગ છે. અને અસલના મહાન્ પુરૂષો તેજ માર્ગે જ્ઞાન મેળવતા ગુરૂ તરફ ભક્તિ ભાવ રાખવો, અને તેમનુ વચન સર્વથા માન્ય કરવુ, આપણને ક્ષણભર તે વચન વિપરીત લાગે તોપણ ગુરૂના વિશાળ જ્ઞાનમા વિશ્વાસ રાખી વર્તવુ. સમય આવે તેનો અર્થ સમજાશે. પણ વિશ્વાસ રાખતા પહેલા સદ્ગુરૂની પ્રતીતિ થવી જોઇએ.

**ધર્મનો પરમાર્થ જાણવો.** કોઇ પણ કાર્ય કરતા પહેલાં તે કરવાનો શો હેતુ છે, તે જાણવુ જોઇએ. હેતુ જાણ્યા વિનાની ક્રિયાથી ઇચ્છિત લાભ મળી શકતો નથી હેતુ જાણવાથી ખરા દિલથી તેમાં

પ્રવૃત્તિ થાય છે, અને તે કાર્ય આપણા વર્તન પર પણ અતિશય અસર કરે છે કારણકે તે કાર્ય ભાવથી થાય છે. માટે ધર્મનો **પરમાર્થ**, એટલે ઉત્કૃષ્ટ **અર્થ** અથવા **રહસ્ય** જાણવુ આ લેખકનું તો એ નિશ્ચયતાથી માનવુ છે કે જ્યા સુધી જ્ઞાન પ્રમાણે વર્તન ન થાય, ત્યા સુધી તે જ્ઞાન અનુભવવામા આવેલુજ નથી, પણ કેવળ બુદ્ધિનો વિષય છે માટે બુદ્ધિના વિષયમાથી અતરમા અનુભવવાને પ્રયત્ન કરવો, તેનુજ નામ પરમાર્થથી ધર્મનુ જ્ઞાન કહી શકાય અને તે અનુભવવા સર્વ પ્રેરાય, એજ આ વિવેચનકારની હૃદયની પ્રાર્થના છે

**चवलं न चंकमिज्जइ विरइज्जइ नेव उब्भडो वेसो ॥**
**वंकं न पलोइज्जइ रुठा विभणंति किं पिसुणा ॥४॥**

**અર્થ**—ચપળતાથી ન ચાલવુ, ઉદ્‌ભટવેશ ધારણ ન કરવો, વાકી દૃષ્ટિએ ન જોવુ એવા મનુષ્ય વિષે ક્રોધે ભરાયેલા ચાડીયા પણ શુ કહી શકે ? અર્થાત્ કાઇજ ના કહી શકે

**ચપળતાથી ન ચાલવુ.** એ ઉપદેશ સામાન્ય લાગે છે પણ તેમા રહેલો હેતુ સહજ વધારે વિચાર કરતા જણાઇ આવે છે, ચપળપણામા તીવ્રતાનો વિચાર મુખ્ય હોય છે તે રીતે જલ્દી ચાલવાથી જીવહિસા થાય છે, ઉતાવળમા સામુ શુ આવે છે, અથવા ધરતીપર શુ પડયુ છે, તે જોઇ શકાતુ નથી અને પોતાને ઠોકર વાગે છે, અથવા સામા મનુષ્યની સાથે અથડાય છે, અને હાસીને પાત્ર થાય છે ચપળતાનો બીજો અર્થ ચચળતા પણ થાય છે તેવી રીતે ચાલવાનું વર્ણન એક કવિએ આપ્યુ છે " મગરૂરીમા અગ મરોડે... જેમ ઉંદરડે દારૂ પીધો મસ્તાનો થઇ ડોલેજી " ચચળતાથી ચાલવાથી લોક કહેશે " એતો વર્ણ પાર થઇ ગયો ! એની હીંડછા ( ચાલવાની રીતિ ) તો જુઓ " માટે લોક વિરૂદ્ધના ત્યાગ રૂપ આ સામાન્ય ઉપદેશ પણ હિતકારી છે. કારણ પ્રસગે શીઘ્રતાથી પણ જવું પડે, પણ આ તો સામાન્ય ઉપદેશ છે

**ઉદ્ભટવેશ** ધારણ ન કરવો. ઉદ્‌ભટનો અર્થ સુંદર આકર્ષક, ઉત્કૃષ્ટ એવો અર્થ થાય છે આ ઉપરથી એમ ન સમજવાનુ કે સારો પોશાક ન પહેરવો પણ પોતાની શક્તિ નહિ છતા, પોતાને જે ઉચિત નથી. તેવો પોશાક ધારણ કરવાથી ખર્ચ વધારે થાય છે, અને લોકોમા નિંદા પાત્ર થવાય છે ઉદ્‌ભટવેશ કેવળ લુગડા લત્તામાજ સમાતો નથી, પણ શરીરને શણગારવુ, વાળ ઓળવા, તેલ ગુલાલ લગાડવા, અત્તર છાટવા, માથે છોગા (ગુચ્છા) ઘાલવા, એ સર્વનો તેમા સમાવેશ થાય છે એક કવિએ તેનુ વર્ણન કર્યું છે

અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગા ઘાલે જી,
જોબન ધનનુ જોર જણાવે, છાતી કાઢી ચાલે જી

તેવો વેષ ધારણ કરવાથી કાઇ કાર્ય સિદ્ધ થતુ નથી, પણ હાસી થાય છે માટે તેવા લોક વિરૂદ્ધ કર્તવ્યનો ત્યાગ કરી પોતાને ઉચિત પોશાક પહેરવો, એજ સામાન્ય ઉપદેશ છે,

**વાંકી દૃષ્ટિએ ન જોવુ.** એવા ઘણા મનુષ્યો આ જગતમા જોવામા આવે છે કે જેઓ હમેશા વક્રદૃષ્ટિથીજ જોતા હોય છે તેઓની ચક્ષુ રમ્ય આકૃતિ તરફ ઝટ આકર્ષાય છે અને સર્વે બેઠા હોય તો તે મધ્યેથી પણ વક્રદૃષ્ટિએ તે રમ્ય આકૃતિ નિહાળે છે પણ બીજા મનુષ્યોની દૃષ્ટિ જો તેની નજરપર પડી તો તેઓને તેની માનસિક સ્થિતિ અને કટાક્ષની ખબર પડે છે, અને પછી તે શરમાઇ જાય છે, માટે વક્રદૃષ્ટિ જે કામ વિકારના સાધન તેમજ કારણભુત છે, તેનો ત્યાગ કરવો વાકી દૃષ્ટિએ ન જોવુ, તે ઉપરથી એમ પણ અનુમાન થાય છે કે માનસિક દૃષ્ટિ પણ સરળ હોવી જોઇએ, અથવા સમ્યગ દૃષ્ટિ રાખી વર્તવુ, પણ કૂડકપટ કરવુ નહિ મધ્યસ્થભાવે સત્ય પ્રાપ્ત કરતા શિખવુ

ઉપર જણાવેલા ત્રણ નિંદાના સ્થાન છે. જે મનુષ્ય તેનો ત્યાગ કરી વર્તે છે, તેને ચાડીયા પણ કદી કરી શકતા નથી. ચાડીયા મનુ-

જેઓનો સ્વભાવ અહર્નિશ બીજાના દોષ નિરીક્ષણ કરવાનો હોય છે તેવા મનુષ્યો પારકાના છિદ્ર જોઇ, બીજા આગળ તેમને પ્રકાશીઆનદ માને છે, તેવા ચાડીઆઓ, નિંદાખોરો ક્રોધે ભરાયા હોય, તે છતા પણ ઉપર જણાવેલા ગુણવાળા મનુષ્યમાથી કાઇ પણ છિદ્ર શોધી શકતા નથી જ્યા નિર્બળતા હોય ત્યા બીજા તેનો લાભ લેઇ શકે, માટે કોઇ પણ પ્રકારની નિર્બળતા ન રાખતા ઉચિત વ્યાપારમા પ્રવર્તન કરવુ

**नियमिज्जइ नियजीहा अविआरिअ नेव किज्जए कज्ज ॥**
**न कुलक्कमो अ लुप्पइ कुविओ किं कुणइ कलिकालो ॥५॥**

**અર્થ**—પોતાની જીભ્હાને નીયમમા રાખવી, અવિચારી કાર્ય ન કરવુ, કુળાચારનો નાશ ન કરવો તેવા મનુષ્યને કોપ પામેલો કળિયુગ પણ શુ કરી શકે ? ૫

અમૃત અથવા ઝેર જીભમા રહેલુ છે તેજ જીભ મિત્રતા કરાવે છે, તેજ જીભ શત્રુતા કરાવે છે જીભમા વશીકરણ રહેલુ છે, જીભમાજ મિત્રતા તોડવાના કારણો સમયેલા છે " જ્યારે મનુષ્ય જન્મે છે, ત્યારે મોંમા કુહાડો લેઇને જન્મે છે, બીજાનુ ભૂડુ બોલી મનુષ્ય તે કુહાડા-વતી પોતાનોજ નાશ કરે છે, જ્યારે ક્રોધે ભરાયો હોય, ત્યારે તો સર્વથા મૌનવ્રત ધારણ કરવુ કારણકે તે સમયમા એવા શબ્દો બોલી જવાય છે કે જેથી આખી જીંદગી સુધી તે વચન સાલે છે શસ્ત્રનો ઘા ઝટ રૂઝાય છે, પણ વચનનો કારી ઘા તો જીંદગી પર્યંત રૂઝાતો નથી માટે બોલતા પહેલા વિચાર કરો ભાષાશુદ્ધિ રાખતા શિખો, કે જેથી જીવન સર્વથા પ્રિય થઇ પડે

**અવિચારી કાર્ય ન કરવુ**—આ જગતમા જે અનર્થ થાય છે, તેમાના ઘણાખરા અવિચારને લીધેજ થાય છે ઘણા મનુષ્યો કાર્ય કર્યા પછી તેનુ અનિષ્ટ પરિણામ આવશે એમ ધારીને નીચે પ્રમાણે બોલે છે. " જો મે વિચાર કર્યો હોત તો હુ કદી તે કાર્ય કરત નહિ. જો મેં

જરા પણ વિચાર કર્યો હોત તો હુ કદાપિ તે રીતે વર્તત નહિ જો મે એક ક્ષણભર પણ વિચાર કર્યો હોત તો તે મર્યાદા ભરેલો શબ્દ હુ ઉચ્ચારત નહિ, અને તે અભક્ષ્ય કાર્ય કદી પણ આચરત નહિ" માટે જો બાળપણથીજ વિચાર કર્યા સિવાય કાર્ય નહિ કરવાને તમારી જાતને કેળવો, તો શરીર તેની મેળે મનને અનુસરતા શીખશે અને અવિચારી પણુ શીઘ્ર નાશ પામશે જૈન ધર્મ શાસ્ત્રોમા કહેના ચૌદ નિયમનો આ પણ એક ઉદ્દેશ છે તેથી કરી મનુષ્યને દરેક કાર્ય કરતા વિચાર આવે છે અમુક કાર્ય કરવાથી મારા નીયમનો ભગ તો નહિ થાય, તે વિચાર તેને અવિચારી કાર્ય કરતા અટકાવે છે આ પ્રમાણે પડેલી ટેવ મોટપણે બહુજ ઉપયોગી થઈ પડે છે

**કુળાચારનો લોપ ન કરવો**—એ પણ સામાન્યહિત શિક્ષા છે, કુળના આચાર વિચાર વૃદ્ધ પુરૂષોએ અનુભવથી, ડહાપણથી તેમજ વિવેકબુદ્ધિથી બાંધેના હોય છે માટે તેનો અનાદર કરતા અથવા તો બદલતા પહેલા બહુજ વિચાર કરવાની આવશ્યકતા છે નવુ ગ્રહણ કરતા પહેલા જૂનાનો બહુજ વિચાર કરવો, તેમા જ્યારે ખામીજ લાગે, ત્યારે ભલે તેનો ત્યાગ કરવામા આવે, પણ નવા તેમજ જૂના રીવાજના ગુણ દોષનુ પરિપૂર્ણ વિવેચન કરી કાંઈ પણ ગ્રહણ કરવુ, અથવા છોડવુ એજ ઉચિત છે કાલિદાસ કવિએ કહ્યુ છે કે જુનુ એટલુજ સારૂ, અને નવુ એટલુ ખારૂ, એમ કહી શકાય નહિ મૂઢ મનુષ્યો ગાડરીઆ પ્રવાહની માફક બીજાની બુદ્ધિથી દોરાઇ જાય છે, પણ સન્ત પુરૂષો તો પરિક્ષા કરી બન્નેમાથી એકને ગ્રહણ કરે છે "

કુળાચાર વિરૂદ્ધ ન વર્તવુ, એ પણ હિતશિક્ષાનો તેમા સમાવેશ થાય છે જે કુળના આચાર વિચાર હોય તેથી વિરૂદ્ધ વર્તવાથી કુટુબમા કલેશ થાય છે, અને લોકોમા નિંદા થાય છે, આબરૂ જાય છે, અને લાભ તો મળતો નથી માટે કુળાચાર વિરૂદ્ધ વર્તનનો ત્યાગ કરવો, એજ હિતશિક્ષા છે

જે આ પ્રમાણે વિવેકપૂર્વક અને વિચાર કરીને ચાલે છે, તેને ક્રોધે ભરાયેલો કલિયુગ પણ કશુ કરી શકતો નથી કળિયુગ તેની જીભ્હાદ્વારા અપશબ્દ બોલાવી કનક ઉત્ન કરાવી શકે, અથવા અનર્થ કરાવે, તેમજ અવિચારી કાર્ય કરવાનુ શીખવી અશુદ્ધ માર્ગે દોરે, અથવા શુદ્ધ કુળાચારનો લોપ કરાવી ખોટી પ્રવૃત્તિ તરફ દોરે, પણ જેની જીભ્હા નિયમમા છે જે અવિચારી કાર્ય કરતો નથી, અને કુળાચાર વિરૂદ્ધ વર્તતો નથી, તેમા કલિયુગ પ્રવેશ પામી શકે નહિ, અને ત્યા ફાવી શકે પણ નહિ

**मम्मं न उलविज्जइ कस्सवि आलं न दिज्जइ कया वि ॥**
**कोवि न उक्कोसिज्जइ सज्जणमग्गो इमो दुग्गो ॥६॥**

**અર્થ**—કોઇને મર્મ વચન ન કહેવુ, કોઇને કદાપિ આળ (કલંક) ન દેવુ, કોઇનો આક્રોશ કરવો નહિ, આ સજ્જનોનો માર્ગ દુર્ઘટ છે

**ભાવાર્થ**—આ જે શબ્દાર્થ છે તે પરથી જણાય છે કે તેમા વર્ણવેલા ત્રણે ગુણો વાણીને લગતા છે, જીભમા સાકર તથા ઝેર પણ વસે છે, માટે એવી રીતે બોલવુ કે જેથી સામા મનુષ્યની પ્રીતિ સંપાદન થાય, અહીંયા પ્રતિષેધ માર્ગ બતાવી કેવુ ન બોલવુ તે પર લક્ષ આપેલુ છે

કોઇ પણ મનુષ્યને મર્મવચન ન કહેવુ, જેથી સામા મનુષ્યના હૃદયને પરિતાપ ઉપજે તેવુ વચન તે માર્મિક કહેવાય અને તેવુ વચન કહેવાથી તેને અત્યંત દુઃખ લાગે છે, અને કોઇવાર મનુષ્યો તેવુ વચન સહન નહિ કરી શકવાથી આત્મઘાત પણ કરે છે, હૃદયને અસર કરી તેમા ગ્લાનિ ઉપજાવે તેવુ માર્મિક વચન બોલવા પ્હેલા બહુજ વિચારની જરૂર છે કોઇનો દોષ હોય છતા ભર સભામા તે દોષને માર્મિક વચનથી પ્રકટ કરવામા આવે તો તે સમયે તે મનુષ્યને જમીન માગ આપે તો સારૂ તેવા વિચાર આવશે, તે લોકોમા પ્રતિષ્ઠા ખોવા કરતાં

મરણને વધારે પસદ કરશે. માટે સહસાત્કારે કદાપિ કોઇના છિદ્ર બધાના દેખતા ઉઘાડા કરવા નહિ કીર્તિ એ મનુષ્યને જીવ કરતા પણ પ્રિય છે અને કીર્તિ વગરના જીવન કરતા મરવુ એ વધારે પસદ કરે છે

કોઇને ખોટુ કલક દેવુ નહિ, જ્યા સુધી આપણને દોષની બરો-બર ખબર પડી નથી, જ્યા સુધી તેજ મનુષ્યે તે દોષ કર્યો છે એની પક્કી ખાત્રી થઇ નથી ત્યા સુધી કર્ણપરપરાથી વાત સાભળી કોઇને આળ ( કલક ) દેવુ તેના જેવુ મોટુ દુષ્ટ કાર્ય બીજુ નથી તે તો મોટામા મોટી ચોરી છે તમે તેની કીર્તિ ખ્યાતિ જે પ્રાણથી પણ અધિક છે તેની ચોરી કરો છો. માટે કોઇના માથે પણ દોષારોપણ કરતા બહુજ વિચાર કરજો કે પાછળથી પસ્તાવુ ન પડે

દમયન્તીને માથે જ્યારે ચદનહાર ચોર્યાનું કલક આવ્યુ હતું તે વખતની તેની સ્થિતિનો વિચાર કરો તેમજ તમારા પર કોઇ ખોટુ આળ મુકે તે વખતની તમારી સ્થિતિ કેવી થાય તેનો કલ્પના શક્તિ વડે ખ્યાલ લાવો અને પછી તમને જણાશે કે આના જેવુ ખોટું દૂષણ નથી ઇતિહાસમા વાચીએ છીએ, તેમજ પત્રોમા આવતી ખબરો પરથી જણાય છે કે પોતાને માથે આવેલા કલકમાથી બચવાનો માર્ગ નહિ જડતા ઘણાક આપઘાત કરે છે, માટે આવા અનિષ્ટ પરિણામ જેમા રહ્યા છે તેવુ કલક છતા દોષે પણ ન મુકવુ તો દોષ નહિ છતા તો મુકવાની વાતજ કેવી ? તથા કોઇનો આક્રોશ ન કરવો, એટલે કોઇની સાથે ક્રોધયુક્ત વચનથી બોલવુ નહિ તેમા તેના જીવને ખેદ થાય છે, અને તમને કાંઇ પણ લાભ પ્રાપ્ત થતો નથી ક્રોધી વચનો બોલતા ગમે તેવુ બોલાઇ જાય છે માટે જીહ્વાને નિયમમા રાખી, મનપર જય મેળવી સર્વદા પ્રિય અને હિતકારી વચન બોલવુ કે જેથી ઉભયને લાભ થાય પણ જેથી બીજાને અપ્રીતિ ઉત્પન્ન થાય તેવી પારકી નિદા કરવી નહિ, અથવા ક્રોધમા આવી ગમે તેવા શબ્દોનો ઉચ્ચાર કરવો નહિ સજ્જનોને તે માર્ગ નિન્દારૂપ છે તેને કોઇ ભેદી શકે નહિ

१२७६६



**सव्वस्स उवयरिज्जइ न पम्हसिज्जइ परस्स उवयारो।**
**विहल अवललिज्जइ उवएसो एस विउसाणं ॥७॥**

**અર્થ**—સર્વ પ્રત્યે ઉપકાર કરવો, બીજાનો ઉપકાર વિસારવો નહિ દુખીને અવલબન આપવુ, એજ વિદ્વાનોનો ઉપદેશ છે

**ભાવાર્થ**—પ્રાણી માત્ર પ્રતિ ઉપકાર કરવો કારણ કે સર્વ આત્મા સરખા છે નાના મોટાનો અનગ્ર પગેપકારી પુરૂષો જોતા નથી

**नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि ॥**

ચંદ્ર ચાડાળના ઘરપરથી પોતાનો પ્રકાશ ખેચી લેતો નથી તે તો સર્વત્ર પ્રકાશે છે, તેજ પ્રમાણે ગુણી અથવા અવગુણીની અપેક્ષા રાખ્યા સિવાય, અથવા સામો મનુષ્ય મારાપર પ્રત્યુપકાર કરશે કે કેમ તે કલ્પના મનમા લાવ્યા સિવાય ઉપકાર કરવો જે મનુષ્ય કરેલા ઉપકારનો બદલો વાળે છે તેમા તો શુ તેણે મોટુ કાર્ય કર્યું ? પણ અપકારને બદલે ઉપકાર કરે છે, ભુડાને બદલે સારૂ કરે છે, અથવા દ્વેષને બદલે પ્રેમ કરે છે, તેજ ખરેખરો સાચુ પુરૂષ કહી શકાય બીજા મનુષ્યે પોતાનો કરેલો ઉપકાર કદી વિસારવો નહીં જે મનુષ્ય તે ભુલે છે તે કૃતઘ્ની કહેવાય છે તેના જેવુ બીજુ મોટુ પાપ એકે નથી કોઇએ આપણને કિચિત પણ ઉપકાર કર્યો હોય તો જરા પણ ભુલવો નહિ દ્રષ્ટાન્ત તરીકે કોઇએ આપણને એક શબ્દ શીખવ્યો હોય, કોઇએ એક ઉપદેશનુ વચન કહ્યુ હોય, અથવા આપણી ગરીબ સ્થિતિમા થોડું પણ ધન આપી આપણને સહાય કરી હોય તો મોટા થયે એટલે જરા વધારે જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે અથવા વધારે ધન મળે ત્યારે તેમને વિસારી મુકવા એ કોઇ પણ રીતે ઉચિત ગણાય નહિ તે વખતની તમારી સ્થિતિનો વિચાર લાવો, અને તે મનુષ્યે કરેલા ઉપકારનો ખ્યાલ લાવો, અને પછી તે ઉપકાર ભુલી જવો તે કેવું મોટુ પાપ છે તેની કાઇક ઝાખી તમને આવશે. માતા પિતાનો, ગુરૂનો, અને

આજીવિકાનુ સાધન પુરૂ પાડનારના ઉપકારનો બદલો કોઇ પણ રીતે વળી શકે તેમ નથી, આપણે તેના બદલામા જેટલુ કરીએ તેટલુ ઓછુ

વળી દીન પુરૂષનો ઉદ્ધાર કરવો. ગરીબ મનુષ્યોને દુખી દેખી હૃદય પીગળવું જોઇએ કારણ કે સર્વ આત્માઓ સરખાજ છે, તુ તેવી સ્થિતિમા હોય તો તને કેવુ લાગે એવો વિચાર કરી દીન પુરૂષપર દયા લાવી તેને આલમ્બનરૂપ થવુ, પોતાની શકિત પ્રમાણે તેને મદદ કરવી, ધન ન હોય તો શબ્દથી પણ દિલાસો આપી તેનુ દુખ દુર કરવા બનતો પ્રયત્ન કરવો વળી જેઓ આત્મશકિતની અપેક્ષાએ દીન છે તેમનો પણ ઉદ્ધાર કરવો એટલે જે પોતે જ્ઞાનમા સદ્‌ગુણમા, આત્મશકિતમા આગળ વધેલો હોય તો અજ્ઞાનીને સદ્‌બોધ આપી શુદ્ધ માર્ગે ચઢાવવો એ પણ તેનુ કર્તવ્ય છે જ્ઞાન ગર્વ માટે નહિ પણ સ્વપરના બોધ માટે છે તે ભુલી નહિ જઇ યથાશકિત બીજાને બોધ આપવો, પોતાથી સૂર્યની માફક પ્રકાશ ન આપી શકાય તો તારાની માફક ચળકીને પણ અજ્ઞાનરૂપી અંધકારમા ફાંફા મારતા મુસાફરને સિધા માર્ગ તરફ દોરવારૂપ કર્ત્તવ્ય બજાવવુ

કારણ કે દરેક મનુષ્યને એવા મનુષ્ય મળી આવશે કે જે પોતાના કરતા પણ હલકી સ્થિતિમા હોય, તો તેવાને તે મદદ કરી શકે આવો ઉપદેશ વિદ્વાનોનો છે જેઓએ વિદ્યા સંપાદન કરી અનુભવ મેળવ્યો છે, તેવા મહાન્ પુરૂષો ઉપર પ્રમાણે જણાવે છે.

**को वि न अब्भत्थिज्जइ किज्जइ कस्स वि न पत्थणाभङ्गो।**
**दीणं न य जम्पिज्जइ जीवीमइ जावलीअलोए ॥८॥**

**અર્થ**—કોઇની અભ્યર્થના-પ્રાર્થના કરવી નહિ કોઇની પ્રાર્થનાનો ભગ ન કરવો, વળી દીન વચન બોલવું નહિ જીવન પર્યન્ત ઉપરના નિયમો પાળવા

**ભાવાર્થ**—કોઇની પ્રાર્થના નહિ કરવી આ સૂત્રનો ઉદ્દેશ એમ જણાય છે કે પોતાની શકિતમા વિશ્વાસ રાખતા શિખવુ વારે ઘડીએ બીજાનાપર આધાર રાખવો નહિ આત્મા અનત શકિતવાળો છે ને પોતાની શક્તિના ત્રણ ભુવનને ચલાવવાને સમર્થ છે તેવો આત્મા આપણામા રહેલો છે તો પછી શા સારૂ બીજાની આશાએ બેસી રહેવુ, ભર્તૃહરીએ વૈરાગ્ય શતકમા કહ્યુ છે કે "અનેક દુર્ગમસ્થાનોથી વિકટ બનેલા પ્રદેશમા ભમ્યો, પણ કાઈ ફળ મળ્યુ નહિ જાતિ અને કુળનુ ઉચિત અભિમાન પડતુ મૂકી, સેવા કરી, તે પણ નિષ્ફળ નીવડી, પરઘેર બ્હીતા બ્હીતા કાગડાની પેઠે માનવિનાનુ ખાધુ દુર્ગતિ અને પાપકર્મપર આધાર રાખતી હે તૃષ્ણા! હજુ તને સતોષ વળતો નથી દુષ્ટ લોકોનુ આરાધન કરવા જતા તે લોકોના ગર્વિષ્ટ વચન સહ્યા, અતરનુ આંસુ અતરમા દાબી રાખી, મન શૂન્ય હોવા છતા હસ્યો પણ ખરો, ચિત્તને રોકી રાખ્યુ, હસવાને પાત્ર લોકોને પ્રણામ પણ કર્યા હે તુ આશા! હે નિષ્ફળ આશા! આથી વધારે તુ શુ નચાવનારી હતી" સર્વ કાર્ય મનુષ્યથી પોતાનાથી થઇ શકે નહિ આપણા સમાજનુ બધારણજ એવા પ્રકારનુ છે કે દરેક મનુષ્યે એક બીજાને સહાય આપવી અને લેવી, તે વિના જનમડળનો વ્યવહાર નભી શકેજ નહિ માટે સહાય માગવી પડે, અથવા પ્રાર્થના કરવી પડે તો યોગ્ય મનુષ્યની કરવી કાલિદાસે મેઘદૂતમા કહ્યુ છે કે—

**याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा।**

અધમ પુરૂષની પ્રાર્થના કરી હોય, અને ઇચ્છિત ફલ મળે તેના કરતા પણ સારા મનુષ્યની પ્રાર્થના કરી હોય, અને તે નિષ્ફળ જાય, તે વધારે સારૂ. આ ઉપરથી સમજવાનુ કે માગવુ પડે તો યોગ્ય પુરૂષ પાસેજ માગવુ

**કોઇની પ્રાર્થનાનો ભગ કરવો નહિ**—આ સૂત્ર જેવુ ઉત્તમ આ જગતમા બીજુ એકે નથી, પણ તે પ્રમાણે વર્તવુ, એ

કાંઈ સહેલું કામ નથી આપણી શક્તિ પ્રમાણે બીજાનું કામ કરી છૂટવું એજ મહાન્ પુરૂષોનું ભૂષણ છે **परोपकाराय सतां विभूतयः** સારા મનુષ્યોની સંપત્તિ પરોપકારમાંજ વપરાય છે આપણું એટલું સામર્થ્ય નથી કે દરેક મનુષ્યની માગણી સ્વીકારીએ માટે તે મનુષ્યની પાત્રતા તેમજ આપણી શક્તિ જોઈ તેની માગણી કબુલ કરવી આ જગતમાં એવા ઘણા મનુષ્યો માલુમ પડે છે કે જેઓ પોતાનામાં જે કાર્ય કરવાનું સામર્થ્ય ન હોય અથવા અવકાશ ન હોય, તે કરવાને માથે લે છે બીજાને વિશ્વાસ આપે છે, અને પછી તેઓ કાર્ય નિયમિત સમયે કરી શકતા નથી આ પ્રમાણે વિશ્વાસઘાત કરે છે તેથી સામા મનુષ્યને ઘણીજ દીલગીરી થાય છે પ્રથમથી ના કહેવી એ વધારે ઉત્તમ છે, પણ વિશ્વાસ આપી કોઈના સમયમાં પોતાની તે કાર્ય કરવાની અશક્તતા બતાવવી, તેના જેવું બીજું મોટું દૂષણ નથી. વચન આપતા પહેલા વિચાર કરો જો શક્તિ ન હોય તો તેજ સમયે ધૈર્યતાથી ના પાડો વચન આપી વિશ્વાસઘાત કરવો નહિ

**દીન વચન બોલવું નહિ**—મહાન્ પુરૂષોનું આ એક ઉત્તમ લક્ષણ છે, કે સૂર્યની પેઠે ઉદય થતા અસ્ત સમયે એક સરખી વૃત્તિ ધારણ કરી શકે છે સૂર્ય ઉદય તથા અસ્તના સમયમાં સમાન રીતે લાલ દેખાય છે તેજ પ્રમાણે સત્પુરૂષો સંપત્તિ સમયે ગર્વિષ્ટ બનતા નથી, અને વિપત્તિના સમયે દીન બનતા નથી, પણ મનની સમાધાનતા જાળવી શકે છે ધન્ય છે એવા મહા પુરૂષોને ! માટે દુઃખ આવે તોપણ સજ્જન પુરૂષો દીન વચન બોલતા નથી દુઃખ આવે તો સહે, ભુખે મરવું પડે તે પસંદ કરે, પણ કદાપિ તેઓ પામર પુરૂષો સન્મુખ દીન વચનનો ઉચ્ચાર કરતા નથી, કારણ કે તેઓને પોતાની આત્માની અનંત શક્તિમાં દૃઢ વિશ્વાસ છે ભર્તૃહરિએ ચાતકની અન્યોક્તિથી સર્વ સજ્જનોને બોધ આપ્યો છે "હે ચાતક ! તું સાવધ મનથી સાંભળ, આકાશમાં ઘણા વાદળા વસે છે, પણ સર્વે એકસરખા

નથી કેટલાક વૃષ્ટિ કરી પૃથ્વીને ભીંજાવે છે, ત્યારે કેટલાક નિરર્થક ગર્જના કરી રહ્યા છે માટે હે પક્ષી ! તુ જેને જુએ, તેસર્વ આગન દીન વચનથી બોલતો નહિ " સર્વ મનુષ્યને જુએ તેના આગળ પોતાની દીનતા દાખવવી, એ ઉત્તમ પુરૂષનુ લક્ષણુ નથી રથના પૈડાની ધરી ઉંચે જાય છે, અને નીચે જાય છે, તેજ પ્રમાણે કર્મના નિયમાનુસાર ચઢતી પડતી દરેક મનુષ્યની ચાલી આવે છે પણુ સપત્તિમા મનુષ્યે બ્હેકી નહિ જવુ તેમ વિપત્તિમા નિર્મળ બની ન જવુ પણુ મનની સમાધાનતા સર્વત્ર જાળવવી, આ નિયમો જીવન પર્યત પળા જે મનુષ્યો ઉપર જણાવેલા નિયમોને અનુસરી પોતાનો જીવન વ્યવહાર ચલાવે છે, તે સર્વથા સુખમા રહી શકે છે

**अप्पा न पससिज्जइ निंदिज्जइ दुजणो वि न कयावि ॥**
**बहु बहुसो न हसिज्जइ लब्भइ गुरुअत्तण तेण ॥९॥**

**અર્થ**—પોતાની પ્રશસા ન કરવી દુર્જનની પણુ નિંદા ન કરવી ઘણી વાર બહુ હસવુ નહિ આ પ્રમાણે વર્તવાથી મનુષ્ય મોટાઇપણુ પામે છે, અર્થાત મહત્વતા મેળવે છે

**ભાવાર્થ**—આત્મ પ્રશસા કરવી એ અવગુણુ છે સૂર્ય પોતાની સ્તુતિ કરતો નથી, છતા તેના પ્રકાશિત ગુણોને લીધે જગતની પ્રશસાને પાત્ર થાય છે, કહ્યુ છે કે—

**नहि कस्तुरीकामोद शपथेना भिधीयते ॥**

કસ્તુરીની સુગંધી સોગન ખાવાથી જણાતી નથી, તમે સોગન ખાઓ કે ન ખાઓ પણુ કસ્તુરી તો પોતાની મેળે જ્યા હોય ત્યા સુવાસ આપી પોતાની હયાતી લોકોને જણાવે છે, તેજ રીતે જો તમારામા ગુણુ હશે તો લોકો તે જાણુશે, એટલે તમારી પ્રશંસા કરશે. પોતાની મેળે પોતાના વખાણુ કરવાની કંઈ પણુ જરૂર નથી, પરોપકાર કર્યા છતા પણુ સજ્જનો હંમેશા મૌનજ ધારણુ કરે છે, જેના ઉપર

તેઓ ઉપકાર કરે છે તેની તરફથી આભારની લાગણીની બિલકુલ આશા રાખતા નથી, પરોપકાર કરવો એ તેમનો સ્વભાવ થઇ પડ્યો છે, પોતાના જે સ્વભાવિક ગુણો છે તેની પ્રશંસા સજ્જનો પોતાની મેળે શી રીતે કરે ?

## દુર્જનની પણ નિંદા કરવી નહિ.

આ શબ્દોપર ખાસ લક્ષ આપી વિચાર કરો. તેમા કેવું ઉત્તમ રહસ્ય છે તેનો ખ્યાલ લાવો જેને આપણે ખરાબ મનુષ્ય ધારતા હોઇએ તેની કદાપિ નિંદા કરવી નહિ. કારણ કે નિંદાથી આપણને તેમજ તેને કોઇ પણ પ્રકારનો લાભ થતો નથી તે પોતાની નિંદા થતી જાણી પોતાના અવગુણ કબુલ કરશે નહિ પણ આપણાપર ઉલટો ક્રોધે ભરાશે તેના બદલે તેને ખાનગીમા સલાહ આપવામા આવી હોય તો તે પોતાની ભુલ કબુલ કરી સુધરવા પોતાથી બનતો પ્રયત્ન કરવા લાગશે મનુષ્ય દોષને પાત્ર છે જ્યા સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ નથી ત્યાસુધી મનુષ્યોમા કોઇને કોઇ પ્રકારનો દોષ તો જણાવાનોજ. તો પછી પારકાની નિંદા કરવા કરતા આપણા અવગુણની નિંદા કરી તેને સુધારવાને સમય ગાળીએં તો તેના જેવુ રૂડુ કાર્ય બીજું એકે નથી નિંદાથી સામો સુધરતો નથી પણ નઠોર બને છે, પણ ખાનગીમા સલાહ આપવાથી સુધરે છે હમેશા ગુણદૃષ્ટિ રાખવી. દરેક મનુષ્યના ગુણની પ્રશંસા કરવી, અને તે પોતાનામા ન હોય તો લાવવા પ્રયત્ન કરવો ગુણગ્રાહી મનુષ્યોને સર્વત્ર કાંઇને કાંઇ શીખવાનું તથા જાણવાનુ મળી આવે છે. જગતમા એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ મનુષ્ય નથી કે જે તમને કોઇ પ્રકારનો બોધ આપી શકે નહિ, પારકાના મેલમા કપડા ધોવાથી કોઇ દિવસ સફેત થઇ શકે નહિ. તેજ રીતે પરપુરૂષના અવગુણરૂપ મલીનતાના વિચારો કરવાથી આપણો આત્મા કદાપિ નિર્મળ થઇ શકે નહિ.

સામા પુરૂષની નિંદાના વિચારો કરતા તેનામા જે અવગુણ ન હોય તે પણ આરોપવામા આવે છે આપણને કાંઇપણ લાભ થતો નથી પણ તે મનુષ્ય આપણો શત્રુ થાય છે તેવા નિંદાના વિચારોને મનમાથી કાઢી નાખવાનો સૌથી સારો ઉપાય તેના ગુણ ભણી દષ્ટિ રાખવાનો છે જેમ ભકત પુરૂષો ભકિતના પ્રભાવથી ભકિતના પાત્રમા કોઇ અવગુણ હોય તો પણ તે ગણતા નથી, તેજ રીતે આપણે પણ અવગુણ તરફ દષ્ટિ ન રાખતા ગુણગ્રાહી થવુ કોઇના પણ અવર્ણવાદ બોલવાનુ મન થાય કે તરત મનને શુદ્ધ કરવુ કહ્યુ છે કે,—

Mind requires purification whenever anger is felt or, falsehood is told or the faults of any one needlessly exposed or when anything is done or said for the purpose of flattery or when any one is deceived by the insincerity of speech or an act.

**અર્થ:**—જ્યારે ક્રોધ થાય, જુઠુ બોલવામા આવે **બીજાના દોષ નિરર્થક ખુલ્લા કરવામાં આવે**, ખુશામતને સારૂ કાંઈ પણ બોલવામા આવે અથવા કરવામા આવે, અથવા અપ્રમાણિક વચન અથવા કાર્યથી કોઇને છેતરવામા આવે ત્યારે **મનની શુદ્ધિની જરૂર** છે. કારણ કે ઉપર જણાવેલા પ્રસંગોએ મન અપવિત્ર બને છે, પોતાનું કર્ત્તવ્ય ભુલી જાય છે, અને અશુભ અધ્યવસાયવાળુ થાય છે માટે નિંદાનો સર્વથા પ્રકારે ત્યાગ કરવો એજ ઉત્તમજનોનુ લક્ષણ છે.

**બહુ હસવુ નહિ.** જે મનુષ્યો ગભીર હોય છે તે સહેજ વાતમા હસતા નથી, તેઓ દરેક નજીવો બનાવ અસર કરી શકતો નથી, માટે તેઓને મનની સમાધાનતા જાળવી શકે છે, જે બહુ હસે છે તેજ બહુ રડે છે. બીજા શબ્દોમાં કહીયે તો જે સહેજમા હર્ષવંત થાય છે તે સહેજમા રડી પણ પડે છે ખરા મહાન્ પુરૂષો સહજ

બાબતોથી પોતાને અસર થવા દેતા નથી તેવા પુરૂષો ઉપર જણાવ્યા પ્રમાણે મહત્વતાને પામે છે તેઓ જગતમા પૂજ્ય થાય છે

**रिउणो न वीससिज्जइ कया वि वंचिज्जए न वीसत्था ॥**
**न कयग्घेहिं हविज्जइ एसो नायस्स नीसंदो ॥**

**અર્થ**—શત્રુનો વિશ્વાસ ન કરવો, કદાપિ વિશ્વાસને છેતરવો નહીં, કદાપિ કૃતઘ્ન ન થવુ, આ ન્યાયનો માર્ગ છે

**શત્રુનો વિશ્વાસ ન કરવો**—આ સૂત્ર ઘણુ સામાન્ય લાગે છે, કયો એવો મુર્ખ હોય કે તે શત્રુનો વિશ્વાસ કરે ? છતા આપણે અજ્ઞાની જીવ મુર્ખ છીએ, અને તેથી કરીને જો કે બાહ્ય શત્રુઓનો વિશ્વાસ કરતા નથી, તો પણ અતરગ માનસિક શત્રુઓનો વિશ્વાસ કરીએ છીએ કારણ કે તેઓ આપણને શત્રુરૂપ હજુ જણાયા નથી તેઓ જુદા જુદા રૂપમા આપણને તેમના પાસમા ફસાવે છે, અને આપણે તેમનુ દુષ્ટ સ્વરૂપ જોઈ શકતા નથી જીનેશ્વર ભગવાને પાચ પ્રમાદો કહ્યા છે, તે આપણા ખરા શત્રુ છે તેઓ સત્કર્ત્તવ્યથી ચુકાવી આપણને કુમાર્ગે દોરે છે તે પાચ પ્રમાદ આ પ્રમાણે—(૧) મદ્યપાન, (૨) વિષય વિકાર, (૩) કષાય, (૪) નિદ્રા અને (૫) વિકથા

મદ્યપાનથી લક્ષ્મીની હાનિ થાય છે, બુદ્ધિની ભ્રષ્ટતા થાય છે, અને લોકમા અપકીર્તિ થાય છે, અને તે સમયમા મનુષ્ય ગમે તેવુ અવિચારી કાર્ય કરવા દોરાય છે, માટે સમજુ જનોએ મદ્યપાનથી સર્વથા વિમુખ રહેવુ, અને આ પ્રમાણે પ્રથમ શત્રુ ઉપર જય મેળવવો

વિષયો પાચ ઇન્દ્રિયોને આશ્રયી પાચ છે, તેમા પણ સ્પર્શેન્દ્રિય અને જીવ્હા ઇન્દ્રિયના વિકારો વધારે પ્રબળ હોય છે. તે એક મોટો શત્રુ છે, તેને વસ કરવો, એ કામ કાંઈ સરળ નથી, પણ ઉપદેશથી અને ધીમે ધીમે અનુભવથી મનુષ્ય વિષયીકસુખની અસારતા સમજતો જાય છે, અને ધીમે ધીમે તેના પર નિગ્રહ મેળવવા સમર્થ થાય છે

એ શત્રુ ઉપર જે જય મેળવે છે, તે આ જગતમા દેવ સમાન છે.

ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર કષાય તે ત્રીજો પ્રમાદ છે આ પણ શત્રુરૂપ છે તેનુ વર્ણન બીજે પ્રસગે કરીશુ પણ ભારવિ કવિના શબ્દો યાદ રાખવા જોઇએ કે 'મનની અદર ઉત્પન્ન થતા દુર્જય મનોવિકારોની સામે બહાદુરતથી લડવુ જોઇએ જે તેમનાપર જય મેળવે છે, તે ત્રણ જગતનો જીતનાર છે'

નિદ્રા અથવા આળસ એ ચોથો પ્રમાદ છે

## आलस्य हि मनुष्याणा शरीरस्थो महारिपु

આળસ એ મનુષ્યના અદર રહેલા મોટો શત્રુ છે, અને તે શત્રુને વશ કરવાને સદા ઉદ્યમવત થવુ અને પળે પળે પોતાના કાર્ય-પર, પોતાના શબ્દોપર તેમજ હૃદયમા ઉત્પન્ન થતા વિચારો પર લક્ષ આપવુ, વિકથા એ પાચમો શત્રુ છે, વિકથા અનેક પ્રકારની છે, આપણે આપણો અમુલ્ય સમય લોકોની કુથલી કરવામા ગાળીએ છીએ અને તેનો સદ્ઉપયોગ કરતા નથી જીવો પારકા છિદ્ર જોવામા આનદ માને છે, પણ તે છિદ્રથી પણ અધિક પોતાના છિદ્ર તે જોઇ શકતો નથી, માટે આત્મહિતાર્થી જીવે જેમ બને તેમ આ શત્રુ ઉપર જય મેળવવાને સત્સગ કરવો, સારા પુસ્તકો વાચવા, અને પરની નિદાને બદલે તેના ગુણગ્રાહી થવુ કદાપિ વિશ્વાસુને છેત-રવો નહિ કોઇ પણ મનુષ્યને છેતરવો તે મોટુ પાપ છે. પણ વિશ્વા-સઘાત તો તેથી પણ વધારે અધમ છે હાલનો સમય એવો છે કે આપણને કોઇ મળે અને પુછીએ કે "ભાઇ કેમ ઉદાસી" તેના જવાબમા કહે કે "નથી મળ્યો કોઇ વિશ્વાસી" આ શબ્દો સુચવે છે કે ઘણા મનુષ્યો તેમના પર વિશ્વાસ રાખનારને છેતરે છે, પણ જ્યારે સામા મનુષ્યને તેમની કપટજાળ માલુમ પડે છે, ત્યારે કેવળ તેમના પર વિશ્વાસ રાખતો નથી એટલુ જ નહિ, પણ સમગ્ર

મનુષ્ય જાતિ પર વિશ્વાસ કરતો અટકે છે આ પ્રમાણે વિશ્વાસઘાતથી મનુષ્યપર વિશ્વાસ ઉઠી જાય છે.

કદાપિ કૃતઘ્ન ન થવું. કોઇએ કરેલો સહજ પણ ગુણ કદાપિ વિસારવો નહિ, લુણ હરામ કરનારા સર્વત્ર નિન્દાને પાત્ર થાય છે માટે સર્વથા ઉપકાર કરનારનો બદલો વાળવો, એજ પરમ ઉપદેશ સામાન્ય શબ્દોમા વર્ણવેલો છે

**रज्जिज्जइ सुगुणेसु बज्झइ राओ न नेहवज्जेसु ॥**
**किज्जइ पत्तपरिक्खा दक्खाण इमो अकसवट्टो ॥११॥**

**અર્થ**–ગુણવાળાને દેખી રાજી થવુ, સ્નેહ રહિત પુરૂષો તરફ રાગ ન કરવો, પાત્રની પરીક્ષા કરવી, આ ડહ્યા પુરૂષનો કસોટીનો પત્થર છે

**ભાવાર્થ**—ગુણી પુરૂષોને જોવાથી રાજી કોણ થાય? જેના મનમા ગુણ પ્રતિ પ્રેમભાવ હોય, અને જે ગુણ મેળવવા ઇચ્છા રાખતો હોય, તેવો પુરુષજ ગુણીને દેખી રાજી થાય ગુણ ઉપર પ્રેમ થવાથી તેવા ગુણો આપણામા છે કે નહિ તેવા વિચાર સ્વાભાવિક રીતે હૃદયમા પેદા થાય છે, અને તે વિચારાનુસાર પોતાના ગુણદોષની પોતાને ખબર પડે છે. અને પોતાની અજ્ઞાનતા અથવા દોષનુ જાણપણુ તે તે દુર કરવાને પ્રબળ ઉત્સાહ રૂપ છે. ઘણા મનુષ્યો પોતાના દોષ જાણી શકતા નથી, અને જ્યારે તે જણાય નહિ, ત્યારે તેમનો ત્યાગ પણ શી રીતે થઇ શકે? માટે પોતાના ગુણદોષ જાણવા, એ દરેક આત્મહિતાર્થી પુરૂષનું પ્રથમ અને આવશ્યક કર્તવ્ય છે મનુષ્ય પોતે કઇ સ્થિતિમા છે, અથવા ઉત્ક્રાન્તિક્રમના કયા પગથીયાપર ઉભો છે, તે જ્યારે જાણે છે, ત્યારે આગળ પગલુ કયું લેવુ, તે સવાલ બરોબર સમજે છે, અને બીજા પામર મનુષ્યોની માફક અંધારામા ફાંફા મારવાને બદલે સિધ્ધે માર્ગે યોગ્ય સાધનો દ્વારા જઇ શકે છે, આ ઉપરથી સહજ જણાયું હશે કે આત્મનિરીક્ષણ ઘણુ જરૂરનુ છે, અને તેને સારૂ ગુણીજનપર રાગ

રાખી તેમના ગુણો મેળવવા અહર્નિશ ધીમે ધીમે મથ્યા કરવુ, જે સ્થિતિ મહાત્માઓ, તિથકરો મેળવી ગયા છે, તે સ્થિતિ આપણે પણ પ્રાપ્ત કરી શકીએ, કારણકે આપણો આત્મા પણ શક્તિમા તેમના સરખો જ છે, માટે આત્માની અનત શક્તિમા દૃઢ વિશ્વાસ રાખી, આ વિકટ પણ અત્યાવશ્યક કાર્યમા મડ્યા રહેવુ, એજ નમ્ર સૂચના છે

**સ્નેહ રહિત પુરૂષો પ્રતિ રાગ ન કરવો**—આતો એક સામાન્ય નિયમ છે કે સરખા વિચાર અને વૃત્તિવાળા પુરૂષો એક બીજા તરફ આકર્ષાય છે પ્રેમ પ્રેમને આકર્ષે છે પણ જ્યા પ્રેમ ન હોય ત્યા પ્રેમ શી રીતે ટકી શકે? માટે જે મનુષ્યો સ્નેહ રહિત હોય, જેઓ કેવળ બાહ્યથી મિત્રતા દેખાડી, અદર ખાનેથી અહિત ઇચ્છતા હોય, તેવા સાથે રાગ ન કરવો, કારણ કે તેવા રાગથી કોઇ દિવસ અનર્થ નિપજે છે ઉપર જણાવેલી બાબત સામાન્ય રીતે જગતના વ્યવહાર આશ્રયી લખાયેલી છે વસ્તુસ્થિતિ વિચારતા તેના કરતા જુદી બાબત જણાય છે જે ખરેખરા મહાન્ પુરૂષો છે, તે સામા મનુષ્યના પ્રેમની દરકાર કરતાજ નથી અન્યનુ ભલુ કરવુ, તેને સારે માર્ગે ચઢાવવો, અને તેના હિતમાજ પોતાનુ હિત છે એમ માનવુ, તે સતજનોનો સ્વાભાવિક ધર્મ છે પોતાના ઉચ્ચગુણથી અને પોતાના આત્મિક પ્રેમથી લુખા હૃદયના મનુષ્યમા પણ તેવો પ્રેમ ઉત્પન્ન કરાવવાને સમર્થ થાય છે. જગતમા એવા પ્રેમી પુરૂષો વિરલા છે, પણ તેઓજ ખરેખર પૂજ્ય છે નિસ્વાર્થ પ્રેમ! તેના કરતા બીજુ શુ અદ્ભુત હોઇ શકે? માટે મહાન્ પુરૂષોના પગલે પગલે ચાલી પ્રેમદયા વૃત્તિ એટલે સુધી ખીલવવી કે છેવટે કહી શકાય કે આખી દુનિયામા એવો એક પણ જીવ નથી કે જે તેના વિશાળ પ્રેમનો પાત્ર ન હોય

**પાત્ર પરીક્ષા કરવી**—કોઇને કોઇ પણ કાર્યને વાસ્તે યોગ્ય અધિકારી, અથવા પાત્ર ગણીએ તે પહેલા તેની પરીક્ષા કરવી, એ સામાન્ય નીતિનો નિયમ છે પરિક્ષા કરી જગતમા જો મનુષ્યો

કાર્ય કરતા હોય તો કેટલા બધા અનર્થ અટકાવી શકાય, કેટલા કજીયા કકાસને દુરથી જ દેશવટો દઇ શકાય જેમ સોનાની કષ, છેદ, તાપ વગેરેથી પરીક્ષા થાય છે, તેમ મનુષ્યની પણ પ્રસગ આવે કામ સોપવાથી પરીક્ષા થાય છે, આપત્તિ એ મિત્રતાની પરીક્ષાનો કસોટીનો પત્થર છે. જેમ ઉપર (ખારાશ વાળી) જમીનમા રોપેલુ બીજ ઉગતુ નથી, તેમ અપાત્રે આપેલી વિદ્યા, અધિકાર પણ ફળદાયી નીવડતા નથી પ્રસગોપાત મુનિમહારાજોને નમ્ર વિનતિ છે કે તેઓએ પણ દીક્ષા આપતા પહેલા તે લેવા આવનાર શિષ્યોની પાત્રાપાત્રતાનો વિચાર કરવો, એ કાર્ય શાસનને ઉદ્યોત કરનારૂ તેમજ તે દીક્ષા લેનારને પણ લાભકારી થશે હાલમા જોઇએ છે તો ઘણે ભાગે આ સૂત્રનો અનાદર કરી વર્તવામા આવે છે પણ જેમ કસોટીથી સોનાની શુદ્ધતા અશુદ્ધતાની પરિક્ષા થાય છે, તેમ **કાળરૂપી** કસોટીનો પત્થર દરેક મનુષ્યની પરિક્ષા કરે છે પણ પાછળથી પસ્તાવુ ન પડે તે માટે દરેક સુજ્ઞ પુરૂષે કોઇ મનુષ્ય સાથે કામ પાડતા પાત્ર અપાત્રનો વિચાર કરવો. કુપાત્રમા રોપેલી વિદ્યા વગેરે **અનર્થકારી** થાય છે **पय पानं भुजगानां केवल विषवर्धनम्** દુધ જે સર્વત્ર હિતકારી છે, જે બાળકોને ગાતાની ગરજ સારે છે, જે સાત્વિક ખોરાકમાની એક વસ્તુ છે, તે દૂધ સર્પના મુખમા જતા ઝેર રૂપે પરિણામે છે તેમા વાક દુધનો કે સર્પનો ? દૂધનો વાક ગણાય નહિ, કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે તે સર્વદા હિત કરે છે માટે સર્પરૂપ કુપાત્રો-સર્વથા નિન્દાને પાત્ર થયા છે

**नाकज्जमायरिज्जइ अप्पा पाहिज्जण न वयणिज्जे ।**
**नय साहसं चइज्जइ उन्भिज्जइ तेण जगहत्थो ॥१२॥**

**અર્થ**:—અકાર્યને ન આચરવુ-કરવુ, આત્માને નિંદ્ય કાર્યમાં ન નાખવા. **સાહસનો** [પુરૂષાર્થનો] ત્યાગ ન કરવો. આ રીતે જગતમા હાથ ઉભો-ઉચો રાખવો

દરેક ધર્મ શાસ્ત્ર જણાવે છે કે ખરાબ કામ ન કરવુ, પણ તેનું મુળ શુ છે તે જાણવુ જરૂરનુ છે. કાર્યનો નાશ કરવાથી કારણનો નાશ થતો નથી માટે કારણ–મુળને જાણી તેનો વિનાશ કરવો કે જેથી સર્વથા કાર્યનો નાશ થાય ખરાબ કરવાને મનુષ્ય દોરાય તે પહેલા તેવા વિચારો તેના મનમા જન્મ પામે છે

ભગવદ ગીતામા કહેલુ છે કે **ध्यायतो विषयान्पुस संगस्तेषूपजायते।** વિષયોનુ ધ્યાન કરનારા મનુષ્યમા વિષય પ્રતિ આસક્તિ થાય છે, અને જે વસ્તુ પ્રતિ આસક્તિ થાય તે મેળવવાને લોભાય એ સ્વાભાવિક છે વારવાર ખરાબ વસ્તુઓના વિચાર કરવાથી ખરાબ આચરણ થાય છે માટે પ્રથમથીજ દુષ્ટ વિચારોને મનમા પ્રવેશ કરવા દેવો નહિ કહેવુ સહેલુ પણ તે પ્રમાણે વર્તવુ દુષ્કર છે એ વાત લેખકના અનુભવની બ્હાર નથી, તોપણ આવા ઉપદેશની વારવાર જરૂર છે આ કામ કરવાનો સૌથી સુગમ માર્ગ શાત ચિત્તથી મનમા સારા વિચારો ભરવાનો છે. સારૂ અને નરસુ એક ઠેકાણે વાસો કરી શકે નહિ સારા વિચારો જ્યા થયા હોય ત્યા ખરાબ વિચારો સ્થાન પામી શકે નહિ, અને આ પ્રમાણે સુવિચારી પુરૂષ સુકૃત્યોને જન્મ આપે છે માટે પ્રથમ વિચારપર લક્ષ આપો વિચાર એ નકામી ચીજ નથી પણ તેજ ખરેખર મનુષ્યના કાર્યનો નિયતા છે.

## આત્માને નિંદ્ય કાર્યમાં ન રાખવો

આત્માનો સ્વભાવ શુદ્ધ છે તેનો સ્વભાવ તેને જ્ઞાનદર્શન અને ચારિત્રમા પરોવે છે, પણ મન માકડુ તેને આડે અવળે માર્ગે દોરે છે માટે આ લોકમાં નિન્દા થાય તેવા કાર્ય કદાપી કરવા નહિ, અને તે માટે દરેક કાર્ય કરતા પહેલા મન સાથે આ પ્રમાણે વિચાર કરવો. શું મારૂં કામ લોકમા પ્રશંસા પાત્ર થશે ? શુ હુ મારા અતરના અભિપ્રાય પ્રમાણે વર્તુ છુ ? શુ મારા વિચાર, વચન અને કાર્ય પરસ્પર

અવિરોધી છે ? શુ મારા કાર્યથી મારા આત્માની ઉન્નતિ થશે ? આ બધા પ્રશ્નોનો ઉત્તર હા રૂપે આવે તોજ તે કાર્ય કરવુ જો આપણું હૃદય ના કબુલ કરતુ હોય તો બાહ્ય કીર્તીની લાલચે નિન્દનીય કાર્ય કદાપી ન આચરવુ

## સાહસિકપણુ (પુરૂષાર્થ) કદાપિ ન તજવુ.

કાયર, બીકણ, અને નિર્મળ પુરૂષો કાઇ પણ કાર્ય કરી શકતા નથી જગત ભણી દ્રષ્ટી કરતા જણાય છે કે જે જે મોટા કાર્યો આ વિશ્વમા થયા છે, તેના કરનારા પુરૂષો શુરવીર અને સાહસિક હતા, સાહસનો ગુણુ આત્મ શકિતમા વિશ્વાસ રાખનાર પુરૂષોમા આવે છે અને જે મનુષ્યોને પોતાની શકિતમા વિશ્વાસ નથી, તેઓ પોતાનુ કાર્ય પણ કરી શકતા નથી, તો પછી બીજાનુ કાર્ય કરવાની આશા તેવા પૂરૂષો પાસેથી રાખવી, એ હવામા કિલ્લા બાધવા સમાન છે આ ઉપરથી આ લેખકનુ એમ કહેવુ નથી કે પોતાની શકિતનો વિચાર કર્યા શિવાય ગમે તેવા ભારી કાર્યમા 'યાહોમ કરી' ઝપનાવવુ, પણ એટનુ તો નિશ્ચિત છે કે જ્યા સુધી ધૈર્ય રાખી એકાદ પગલુ પણ આગળ ન ભરીએ ત્યા સુધી આપણી સ્થિતિનુ અને શક્તિનુ ખરૂ ભાન આપણુને આવી શકે નહી આપણા પૂર્વ જે મહાન પુરૂષો થઇ ગયા તેમણે અસંખ્ય સકટો વેઠી પોતાની ઉન્નતિ સાધી છે, તે વાત આપણુને પ્રોત્સાહન આપે છે, અને આપણુને ધૈર્યથી આગળ વધવાને પ્રેરે છે ઉપર જણાવ્યા પ્રમાણે વર્તવાથી મનુષ્ય જગતમા પોતાનો હાથ ઉચો રાખી શકે છે એ નિસદેહ છે

**वसणे वि न मुज्झिज्जइ मुज्झइमाणो न नाम मरणेपि ॥**
**विहवक्खयवि दिज्जइ वयमसिधार खु धीराण ॥१३॥**

દુ:ખ આવે મુંજાવું નહિ, મરણુ આવે તો પણ સન્માર્ગનો ત્યાગ ન કરવો, ધનનો ક્ષય થયો હોય તોપણુ યથોચિત દાન દેવુ, ધીર

પુરૂષોનુ આ તરવારની ધારપર ચાલવા જેવૂ વિષમ વ્રત છે

દુ ખ આવે મુઝાવુ નહિ–જગતમા સુખ દુ ખ ચાલ્યા કરે છે કાલિદાસ કવિના મત પ્રમાણે કોઇને એકાન્ત સુખ અથવા દુ ખ મળેજ નહિ, કારણકે જગતનુ માયાની સુખ તે અતે દૂ ખમય છે કહ્યુ છે કે–

જે સુખમા ફીર દુ ખ વસે, સો સુખ નહિ દુ ખ રૂપ,
જે ઉત્તગ ફિર ગીર પડે, સો ઉત્તગ નહિ ભવ કૂપ

મનુસ્યની સ્થિતિ બદલાયા કરે છે પણ જેમ સૂર્ય ઉદયકાળે તેમજ અસ્તકાળે સરખો રાતો રહે છે, તેમ જે મનુ'ય ચડતી તેમજ પડતીમા એક સરખી ધીરજ જાળવી શકે છે, તેજ સજ્જનના પદને લાયક છે મનુષ્યની દશા ફૂર્યા કરે છેજ, તે ઉપર એક નાની બોધ દાયક વાર્તા અપ્રાસગિક નહિ ગણાય

કાશી નગરમા એક સમયે ત્યાનો રાજા મરણ પામ્યો તેના પુત્ર **ભદ્રસીંહને** સારૂ રાજ્યાભિષેકની સર્વ તૈયારીઓ કરવામા આવી રાજ્યાભિષેકની સર્વ ક્રિયા પૂર્ણ થયા પછી તે યુવરાજના ગળામા એક રત્ન જડિત સોનાનુ માદળિયુ નાખવામા આવ્યુ તે માદળીયુ વશપરપરાથી ચાલી આવતુ હતુ, તે રાજાના ગળામા શા ઉદ્દેશથી નાખવામા આવતુ હતુ, તે કોઇ જાણતુ પણ નહોતુ, તોપણ દરેક રાજા જ્યારે ગાદીએ બેસે ત્યારે તેના ગળામા નાખવામા આવતુ હતુ, અને મરણ પર્યન્ત તેને પોતાની કોટમાથી ન કાઢવુ એવો ચાલી આવેલો નિયમ હતો તે પ્રમાણે રાજાએ પણ તેને ગળામા નાખ્યુ આ વાતને ઘણા વર્ષ વીતી ગયા પછી માળવાનો પરાક્રમી રાજા **વીરસીંહ** ભારે સૈન્ય સાથે કાશીપર ચઢી આવ્યો, અને કાશીના રાજાને લઢાઇમા હરાવ્યો ભદ્રસિહ પોતના શૂરા સામતોને નાશ પામેલા જોઇ જીતવાનો એકે ઉપાય નહિ રહેવાથી પ્રાણ બચાવવાને થોડા પોતાના ચુસ્ત યોદ્ધાઓ સાથે નાશી ગયો ત્યા બેઠા બેઠા પોતાની થયેલી સ્થિતિનો વિચાર કરવા લાગ્યો. ત્યા તેની નજર એકાએક માદ-

ળીયાપર પડી આ શા હેતુથી તેના ગળામા નાખવામા આવ્યુ હશે તે પર તર્ક દોડાવ્યા પણ કાઇ પણ કારણ સમજાયુ નહિ છેવટે તેણે તે રત્ન જડીત માદળીયુ ભગાવરાવ્યુ, તો તેમાથી એક જીર્ણ થઇ ગયેલો પત્ર મળ્યો, તે પત્ર ઉપર નીચેના શબ્દો હતા

"**આ પણ જતુ રહેશે**"—શુ જતુ રહેશે, તેનાપર પુષ્કળ વિચાર કર્યો છેવટે આ પ્રમાણે તેનો અર્થ કર્યો "આ મારી હાર પણ જતી રહેશે, અને હુ વિજયી થઇશ' આ વિચારથી તેનામા શૌર્ય આવ્યુ શુરવીર મનુષ્ય શુ નથી કરી શકતો' પછી ધીમે ધીમે લશ્કર એકઠુ કરવા માડયુ અને હીંમત રાખી એકઠા કરેલા લશ્કર સહિત કાશી પર ચઢાઇ કરી, અને રાની પચારી પાડનાર માળવાના રાજા **વીરસી**હને હરાવી ત્યાથી કાઢી મુકયા આ સમયે તેને અત્યત હર્ષ થયો, તેના હર્ષની અવધી નહોતી પણ તત્ક્ષણ તેની નજર તે માદળીયાપર પડી તરત તે શાત થઇ ગયો "આ પણ જતુ રહેશે" એ શબ્દોએ તેના મનપર અમર કરી આ વિજય પણ જતો રહેશે માટે સપત્તિ સમયે ફુલાઇ જઇ આત્મ સયમ ખોવો નહિ, આ ઉપરથી સાર એ નીકળે છે કે દરેક સ્થિતિ બદલાય છે સુખ પછી દુ ખ, અને દુ ખ પછી સુખ માટે સુખ આવે બહુ રાચવુ નહિ, તેમ દુ ખ આવે ગ્લાન થઇ પુરૂષાર્થ છોડવો નહિ 'આ પણ જતુ રહેશે' એ શબ્દો હૃદયમા કોતરી મનનું સમાધાન જાળવવુ

**મરણ આવે તો પણ સન્માર્ગનો ત્યાગ ન કરવો.**—જે સજ્જનો છે, તે ગમે તેટલું દુઃખ આવી પડે તોપણ ન્યાય માર્ગથી વિરૂદ્ધ વર્તતા નથી સસ્કૃત કવિ કહે છે કે નીતિનિપુણ મનુષ્યો નિન્દા કરે યા સ્તુતિ કરે, લક્ષ્મી આવે યા જાય, મરણ આજ કે એક યુગ પછી થાય તોપણ સજ્જનો સન્માર્ગ મુકતા નથી કારણકે જન્મ નારને વાસ્તે મરણ તો નિશ્ચત છે એક વાર મરણને શરણ થવું, એ સર્વ જન્મ ધરનારને વાસ્તે નિર્મિત છે, અને મનુષ્યના આત્માની

સાથે પાપ પુણ્ય શિવાય અન્ય કોઇ પદાર્થ જનાર નથી તો પછી પુણ્ય રૂપી ભાથુ ઉપાર્જન કરવાને શા સારૂ ન્યાય માર્ગે ન વર્તવુ કારણકે અપકાર્યથી જે આત્માને કલક લાગે છે, તે ઘણા ભવ સુધી સાથે રહે છે, અને ઉન્નતિમા વિઘ્નરૂપ થાય છે તે હેતુથી સન્માર્ગે વર્તી સર્વ પ્રકારના દુષ્ટાચરણથી વિમુખ રહેવુ એ સર્વ કોઇ આત્માર્થી જીવોની ઉત્તમ ફરજ છે

વૈભવનો ક્ષય થયો હોય તોપણ યથોચિત દાન કરવુ વૈભવ ધન સપત્તિ એકસરખી ચાલી આવતી નથી માટે કદાચિ પુર્વભવના અશુભ કર્મના કારણથી આપણી ધન સપત્તિ સ્થિતિ સારી ન હોય તોપણ તેવી સ્થિતિમા પણ યથોચિત-યથાયોગ્ય દાન કરવા ન ચુકવુ ઘરના છોકરા ઘટી ચાટે અને ઉપાધ્યાયને આટો? એ કહેવતના દોષને પાત્ર આપણે ન થઇએ તે સારૂ સાવધ રહેવુ પણ આપણા કરતા વધારે હલકી સ્થિતિનો કોઈ મનુષ્ય આપણી પાસે પ્રાર્થના કરતો આવ્યો હોય તો તેને નિરાશ કરી પાછો કાઢી નહિ મુકતા આપણી સ્થિતિ અને તેની જરૂર એ બન્નેનો વિચાર કરી દાન આપવુ

આ પ્રમાણે જેઓ તરવારની ધારપર ચાલવા જેવુ વિષમવ્રત પાળે છે, તેઓ ખરેખર સજ્જનના પરમપદને યોગ્ય છે, અને તેઓ પોતાના ઉચ્ચ ગુણથી સર્વત્ર પુજાય છે

**अइनेहो न वहिज्जइ रुसिज्जइ न य पिये वि पयदिह ॥
वद्धारिज्जइ न कली जलंजली दिज्जइ दुहाणं ॥१४॥**

**અર્થ**—અતિ રાગ ન ધરવો, પ્રિય મનુષ્યપર પણ નિરતર રોષ ન કરવો, ક્લેશ-કજીઓ ન વધારવો-આ રીતે દુખોને જલાજલિ દેવી

**ભાવાર્થ**:—આ જગતમા ઉત્પન્ન થતા સર્વ પ્રકારના દુખનુ કારણ રાગ શિવાય અન્ય કાઈ વિચારવ પુરૂષની દ્દષ્ટીએ

જણાતુ નથી મનુષ્યને કર્મનો બધ કરાવનાર રાગજ છે, એમ જે શાસ્ત્રો પ્રતિપાદન કરે છે તે સર્વથા સત્ય છે જેને આપણે મારૂ માનીએ છીએ તેના વિનાશથી અથવા તેના અભાવથી આપણને દુખ થાય છે કોઇ મનુષ્યનુ ઘર બળીતુ દેખી આપણા મનમા જરાપણ દુખ કે ચિન્તા ઉત્પન્ન થતા નથી પણ જે ઘરમા મારાપણાનો આરોપ કરેલો છે, તેની એક ઈટ ખરતા પણ જાણે આત્માનુ કાંઈ ઓછુ થઇ જતુ હોય તેમ મનુષ્યોનુ ચિત્ત ચિન્તાગ્રસ્ત થાય છે બાહ્ય વસ્તુઓપર જે આટલો રાગ રાખે તે મનુષ્યને સ્વજન અથવા પોતાના દેહ ઉપર કેટલી મમતા હોવાનો સભવ છે તે લખવા કરતા વાચનારની વિચાર કલ્પનાને સોપવુ એ આ પ્રસગે વધારે ઉચિત છે જે વસ્તુ ઉપર આપણને અતિ રાગ હોય તે નાશ પામવાથી વિશેષ દુખ થાય છે એ તો જગતના અનુભવની બહારની વાત નથી જે પુત્ર ઉપર હદ કરતા જાદે રાગ—આસક્તિ જે મનુષ્ય રાખતો હોય તે મનુષ્યને તે પુત્રનુ માથુ દુખતા આવતા પણ બહુજ દુખ થાય છે, અને દૈવયશાત તે પુત્ર મૃત્યુને શરણ થયો તો તેના દુખની અવધી વળી માટે જગતના સવ પદાર્થોની, તેમજ જીવોના શરીરરૂપઉપાધિની અનિત્યતા અનુભવી તે પર અત્યત રાગ ધરવો નહિ એજ આ ઉપદેશનુ રહસ્ય છે (રાગ અને પ્રેમનુ સ્વરૂપ શુ છે તે બીજે પ્રસગ વીચારીશુ )

દરેક બાબતની હદ હોય છે સુખની મર્યાદા હોય છે, તેમ દુખની પણ હોય છે શત્રુ ઉપર રોષ કરવાથી તે આપણા ઉપર ક્રોધ કરે એ સ્વાભાવિક છે કારણ કે શત્રુ ઉપર દ્વેષ ધરવો તે બળતામા ઘી હોમવા બરોબર છે તેથી બળતુ શાન્ત થવાને બદલે વૃદ્ધિ પમે છે, તેથી શત્રુ ઉપર રોષ ન વરવો પણ આ ઉપદેશ રત્નકોષ તો એટલે સુધી જણાવે છે કે પ્રિયજન ઉપર પણ નિરંતર રોષ ન કરવો આપણા બન્ને વચ્ચે પ્રીતિ હોય તો તેથી તમે કદાચ એકવાર મારૂ રોષ ભરેલુ વાક્ય સહનકરો,

કદાચ બીજી વાર તેની ઉપેક્ષા કરો, કદાચ ત્રીજી વાર મનમા પ્રત્યુત્તર આપવાની તીવ્ર ઇચ્છા છતા તે દાબી રાખો, પણ જ્યારે વારવાર મારી તરફથી રોષ દર્શાવવામા આવે, ત્યારે તમારી પ્રીતિ તથા સહનશીળતાની પણ હદ આવે, અને કદાચ બન્નેની પ્રીતિ તુટે તેમા વિસ્મય પામવા જેવૂ કાઇ નથી માટે મિત્રો અને સ્વજનો વચ્ચે આવા અનિષ્ટ પ્રસગ આવવાનો સભવ સરખો પણ ન રહે તે હેતુથી પ્રિયજન પર પણ રોષ ન કરવો જ્યારે મનુષ્ય રોષના આવેશમા આવે છે ત્યારે કૃત્યાકૃત્યનુ તેને લેશમાત્ર પણ ભાન રહેતુ નથી તે સમયે તે ન બોલવાનુ બોલે છે, ન કરવાનુ કરે છે, અને ન વિચારવાના આર્ત તથા રૌદ્ર ધ્યાનના વિચારમા મનને પરોવે છે માટે રીસનો ત્યાગ એજ આ ટુક ઉપદેશનો સાર છે.

**કલેશને વધારવો નહિ**—ઘણી બાબતો એવી હોય છે કે જે વધારી વધે છે અને ઘટાડી ઘટે છે કલેશ પણ તેમાની એક છે. ઘણા કલેશોનુ કારણ અહતા કે મમતા હોય છે મારૂ વચન તે કેમ ન માન્ય કરે, મારા કથન પ્રમાણે તે કેમ ન વર્તે, આવા આવા વિચારોથી દોરવાઇ એક મનુષ્ય બીજા મનુષ્યને ગાળો દે છે, અથવા ન બોલવાના શબ્દો કહે છે આથી સામો મનુષ્ય પણ ચીડાય છે, અને પરિણામે કલેશ વૃદ્ધિ પામે છે પ્રથમ તો કલેશ કરવો નહિ, પણ કારણવશાત્ કલેશ થઇ ગયો તો તે સમાવી દેવા સત્વર પગલા ભરવા બેમાથી જે જ્ઞાનમા અથવા ગુણમા વડીલ હોય તેની ફરજ છે કે સામા મનુષ્યને તેણે ક્ષમા આપવી, અને જો પોતાનો વાક જણાતો હોય તો ક્ષમા માગવી. ગમે તે રીતે કલેશનો અત આવે તેમ પ્રવૃત્તિ રાખવી, કલેશ ઓછો થવાથી બન્નેને લાભ છે

ઉપર જણાવ્યા પ્રમાણે વર્તવાથી મનુષ્ય દુ ખને હમેશને વાસ્તે જલાજલિ આપે છે, અર્થાત્ દુ ખ તેના પર અસર કરી શકતું નથી, અથવા તેના હૃદયમા દુ ખને વાસ્તે સ્થાન રહેતું નથી, આ સામાન્ય

ઉપદેશમા પણ ઘણો બોધ રહેલો છે, માટે તેને નિરર્થક નહિ ગણતા તે પર વિચાર કરી તેને અમલમા મુકવા યથાશક્તિ પ્રવૃત્તિ કરવી

**न कुसंगेण वसिज्जइ, बालस्स विधिप्पए हिअ वयणं ॥**
**अनायाओ निवट्टिज्जइ न होइ वयणिज्जया एव ॥१८॥**

**અર્થ**—કુસગી સાથે ન વસવુ, બાળક પાસેથી પણ હિતવચન ગ્રહણ કરવુ, અન્યાયથી પાછા હટવુ એમ કરવાથી નિન્દા ન થાય

**ભાવાર્થ**—સગનો રગ લાગ્યા વગર રહેતો નથી સત્સગની અસર થતા જેટલીવાર લાગે છે, તેના કરતા પણ ઘણા થોડા સમયમા કુસગનો પાસ બેસી જાય છે મનુષ્યનુ મન બાળપણમા, તેમજ જ્યા સુધી સ્થિર થયુ નથી ત્યા સુધી જુવાનીમા પણ જે મનુષ્યના સબધમા આવે છે, જે પુસ્તકો વાચે છે, તથા જે જે પ્રસગમા આવે છે, તે સર્વથી એક અથવા બીજી રીતે રગિત થાય છે એ નિર્વિવાદીત સત્ય છે, અને હાલના માનસિક શાસ્ત્રવેત્તાઓ બેધડક રીતે તે પુરવાર કરી આપે છે એકવાર પણ વાચેલા પુસ્તકથી જન્મભર અસર રહે છે, એકવાર પણ સબધમા આવેલો મનુષ્ય સારા અથવા નરસાને માટે આપણા બધાના ચારિત્રપર કાઇ ને કાઇ અસર કરતો જાય છે, તો પછી કુસગીના સહવાસમા રહેવાથી તે કેટલી બધી માઠી અસર કરી શકે તે મારાથી ક્હી શકાતુ નથી નિર્દોષ જીવન ગાળનારા સેકડો મનુષ્યો, કુસગીના સબધમા આવી, તેમના કુવ્યસનોના ભોગી બની, આપત્તિમા આવી પડતા શુ આપણી નજર આગળ નથી જણાતા? શુ આપણને આ બાબત પ્રાચીન ઇતિહાસ સમર્થ પુરાવો નથી આપતો? જો એમજ છે તો પછી બ્હારથી મીઠુ બોલી પોતાના કૃત્યોના પાશમા નિરપરાધી મૃગલાઓને ફસાવવા મથતા કુસગી—અધમ મનુષ્યોથી નિરતર દૂર વસવુ' એ શુ આપની ઉત્તમ ફરજ નથી? જો હોય તો તે અદા કરવા આ લેખ પ્રબોધે છે.

બાળક પાસેથી પણ હિત વચન ગ્રહણ કરવુ, આ સામાન્ય પણ અત્યંત હિતકારી વચન એટલુ આવશ્યક છે કે દરેક ભાષામા તેના તેજ શબ્દોમા નહીંતો તેવા અર્થવાળા શબ્દોમા તે વણવેલુ જણાઇ આવે છે સંસ્કૃતમા કહ્યુ છે કે **મેધ્યાદપિ કાચનં ગ્રાહ્ય** નરકમાથી પણ સુવર્ણ ગ્રહવુ તેજ શ્લોકમા જણાવેલુ છે કે બાળક પાસેથી પણ પથ્ય અને હિતકારી વચન લેના જ । પણ આગ્રહ ખાવો નહીં જે સત્ય છે, તે નિરતર સત્યજ છે પછી તેનો બોલનાર વૃદ્ધ હોય કે જુવાન, પુરૂષ હોય કે સ્ત્રી, ઉચ્ચ જાતિનો હોય કે નીચ જાતિનો- વિચાર કરવાની આવશ્યકતા નથી આ વચન માન્ય રાખીનેજ શ્રેણિક રાજા ચડાલ પાસેથી અવનામની અને ઉન્નામની બે વિદ્યાઓ શિખ્યો હતો અને દત્તાત્રયે બત્રીસ ગુરુ કર્યા હતા કઇ પ્રણાલિકા દ્વારા આપણને સત્ય પ્રાપ્ત થાય છે તે પ્રણાલિકાનો વિચાર નહિ કરતા સત્ય તરફ દષ્ટિ રાખવી એજ ઉપદેશ આ વાક્યમા રહેલો છે જો આપણને શુદ્ધ અને નિર્મળ જળ પ્રાપ્ત થતુ હોય તો પછી કઇ ખડકોમા વહી આપણી સમીપ આવ્યુ છે તે ખડકોપર લક્ષ આપવાનુ નથી જે ખરેખરા સત્યના ઉપાસકો છે તે તો નિરતર શિષ્યવૃત્તિ રાખી, જ્યાથી સત્ય જણાય ત્યાથી સ્વીકારે છે વસ્તુ એક છતા ભિન્ન ભિન્ન ચશ્માદ્વારા જોતા જુદીજુદી જણાય છે તેજ પ્રમાણે એક અખડિત પરમ સત્ય ભિન્ન ભિન્ન દષ્ટિએ તપાસતા વિચિત્ર ભાસે છે માટે તે તે દષ્ટિ અપેક્ષા ધ્યાનમા રાખી ગ્રહણ કરવુ

અન્યાયથી પાછા હઠવુ કયો વિવેકી પુરૂષ અન્યાયમા પ્રવર્તવાનો ઉપદેશ આપે? કોઇ નહિ પણ જગતની સ્થિતિ તપાસતા સખેદ કહેવુ પડે છે કે નીતિ પથે વિચરનારા કરતા અન્ય માર્ગે પ્રવર્તન કરનારા પ્રમાણમા વધારે છે

અન્યાય માર્ગે પ્રવર્તવાથી સામા મનુષ્યને જે હાનિ-નુકશાન થાય છે તે કરતા પ્રવર્તનારને વધારે મહત્વનો ક્ષલાભ થાય છે તે પર

સુજ્ઞોએ લક્ષ આપવાની જરૂર છે અન્યાયથી આપણે બીજાને છેતરીએ, તેથી તેને જે નુકશાન થાય તે સ્થૂળ જગતના માયિક ધનનુ છે, પણ તે કાર્યથી આપણામાથી ન્યાયનુ તત્ત્વ સત્ય અને અસત્ય વચ્ચે ભેદ-ભાવ કરવાની શકિત ધીમે ધીમે ભુંસી થતી જાય છે ઉચ્ચ ભૂમિકાઓ-પર જે મનુષ્યો કાર્ય કરે છે તેમને અનેક પ્રકારની માયાવી શકિતઓ છેતરવા પ્રયત્ન કરે છે ત્યા તેમનો ખરો રક્ષક તેમની સત્યવૃતિ છે તે સત્યવૃતિ તો અન્યાય માર્ગે પ્રવર્તનારમાથી ધીમે ધીમે અદૃશ્ય થતી જાય છે, માટે તેને જે ગેરલાભ તે ઘણો મોટો છે વળી આત્માનો સ્વભાવ શુદ્ધ ચારિત્ર છે તે શુદ્ધ ચારિત્ર અન્યાયયુકત વર્તનથી મલીન થાય છે, અને આત્મા શુદ્ધ રીતે પ્રકાશી શકતો નથી તેનાપર અન્યાયનુ પડલ આવી જાય છે માટે તે પડલ દૂર કરવાને અને આત્માનુ શુદ્ધ સ્વરૂપ ખીલવવાને-જે દરેક આત્માનો પરમ ઉદ્દેશ હોવો જોઇએ-અન્યાયયુકત વર્તનથી વિમુખ રહી નાની તેમજ મોટી દરેક બાબતમા શુદ્ધ નિષ્ઠાથી અને સત્ય વિચારથી વિચરવુ એજ આ શ્લોકના વાકયનો સાર છે

આ ત્રણ નિયમો જે પાળે છે તેની કોઇ નિન્દા કરતુ નથી, ઉલટો તે સર્વની પ્રશસાને પાત્ર થાય છે, અને તેના આચરણ બીજાને અનુકરણ કરવા લાયક થાય છે માટે સુજ્ઞોએ આ ઉપર મનન કરવુ અને યથાશક્તિ યથામતિ તે પ્રમાણે વર્તવુ એજ લખ-નારનો શુભ હેતુ છે.

**विहवे वि न मज्जिजइ न विसीइज्जइ असंपयाए वि ॥**
**वट्टिजइ समभावे न होइ रणरणइ संतावो ॥१६॥**

**અર્થ**—વૈભવને વિષે માચીએ-ગર્વ કરીએ નહિ, તેમ સપત્તિ સહિત દશામા વિષાદ-ખેદ ન કરીએ, અને સમભાવમા રહીએ તો ગમતા અણગમતાનો સતાપ થાય નહિ.

ભાવાર્થ—મનુષ્યને પૂર્વ કર્માનુસાર સંપત્તિ મળે છે, અથવા નિર્ધનતા પ્રાપ્ત થાય છે આ શ્લોકમા આપણને સલાહ આપવામા આવી છે કે વૈભવ વખતે મનુષ્યે હર્ષઘેલા બની ગર્વ ન કરવો, તેમજ વિપત્તિ વખતે દીન થઇ શોકાતુર બની ન જવુ કે નિરાશ ન થવુ, પણ આ બન્ને સ્થિતિમા મનુષ્યે સમતોલવૃત્તિ રાખવી. જેમ જબરજસ્ત વ્હાણ આ તરફથી કલ્લોલો વાગે તેમજ પેલી તરફથી કલ્લોલો વાગે છતા દરિયામા પોતાનો માર્ગ કરી સાધ્ય બિન્દુએ પહોચે છે, તેવીજ રીતે આપણા જીવનને વૈભવના તથા ગરીબાઇના કલ્લોલો વાગે, તો પણ અડગ રહી પોતાનો માર્ગ કાપવો જેમ કોઇ પાત્ર બનાવવુ હોય તો કુભાર માટીનો પિંડ લઇ એક હાથમા રાખે છે, અને બીજા હાથ વતી તેને ઠોકી ઠોકીને યોગ્ય રૂપ આપે છે આ રીતે આપણે જોઇએ છીએ કે, તે પાત્ર બનાવવાને બન્ને હાથની જરૂર પડે છે એક હાથમા માટીનો પિંડ લાંબો સમય પડી રહે તો—પણ તેનો આકાર ઘડાય નહિ. તેમજ જો કોઇ પણ આધાર વિના તેને ઠોક ઠોક કરવામા આવે તો તેના ચુરેચુરા થઇ જાય, તેવીજ રીતે અનુકુળ સ્થિતિમા મનુષ્ય બહુ આગળ વધી શકતો નથી, અને કેવળ પ્રતિકૂળ દશામા તે બહુજ દબાઇ જાય છે. ત્યારે કરવુ શુ ? મનુષ્યે આ બન્ને સ્થિતિમા પોતાના મન ઉપરનો કાબુ ખોવો નહિ પ્રિય વસ્તુનો સમાગમ થતા બહુ ફુલાઇ જવું નહિ, કારણકે આપણને જેટલી અમુક વસ્તુની પ્રાપ્તિ થતા રતિ—પ્રીતિ થાય છે, તેટલોજ તે વસ્તુનો વિનાશ થયે દુઃખ થાય છે. તેજ રીતે અપ્રિય વસ્તુનો સબંધ થતા નિરાશ ન થઇ જવું, કારણકે નિરાશા એટલે જીવતું નરક

આપણને પ્રતિકૂળ પ્રસંગોનુ—નિર્ધનતાનુ તો દુઃખ હોય, તેમાં નિરાશાથી વિશેષ દુઃખ થાય છે. માટે તેવે સમયે તો વિશેષ ધૈર્ય ધારણ કરવુ. આત્માની અનતકાળની જીંદગીમા આ જીદગી એક દિવસ સમાન છે, એમ માની મનનુ સમતોલપણુ સાચવવુ.

**वन्निजइ भिच्च गुणो न परख्ख न य सुअस्स पच्चख्खं**
**महिला उनौ भयाविहु न नस्सए जेण माहप्पं ॥१७॥**

**અર્થ**—પોતાનુ માહાત્મ્ય નાશ ન પામે માટે નોકરના ગુણ પરોક્ષપણે ન કહેવા પુત્રના ગુણ પ્રત્યક્ષણુપણે ન કહેવા, અને પત્નીના ગુણ ઉભય પણે પરોક્ષ કે પ્રત્યક્ષપણે વખાણવા નહિ

**ભાવાર્થ**—આમા એક વ્યવહારકુશળ મનુષ્યે આચરવા યોગ્ય સલાહ આપવામા આવી છે- પ્રથમતો પોતાના નોકરના ગુણ પરોક્ષ-પણે-બીજા આગળ ન કહેવા નોકરના ગુણ બીજા આગળ ન કહે વાથી તે કદાચ તેવા નોકરને પોતાને ત્યા રાખવા દોરાઈ જાય, અને નોકર પ્રમાણિક હોય તો પણ જ્યા વિશેષ પગાર મળતો હોય, ત્યા જવા પ્રેરાય એ સ્વાભાવિક છે નોકરની રૂબરૂમા તેના ગુણો કહેવાથી તેને કામ કરવાને ઉત્સાહ મળે છે, અને શેઠ મારા ગુણની કદર બુઝે છે, એથી એને સારો સતોષ થાય છે

પુત્રના ગુણ તેની રૂબરૂમા કહેવાથી તેની નાની વયને લીધે તે કદાચ અભિમાની થઈ જાય આ ઉપરથી એમ સમજવાનુ નથી કે તેની ભૂલોજ કાઢયા કરવી અથવા તો તેને વારવાર ઠપકો દેવો આથી તો તે નઠોર બની જાય છે પ્રેમ અને સયમ બન્નેની જરૂર છે ઘણા માતપિતાથી પુત્રો ડરતા રહે છે, એવી જાતનુ માત પિતાનુ પુત્રો પ્રત્યેનુ વર્તન ઘણુ શોચનીય છે પિતાનુ નામ દેતા બાળકના હૃદયમા પ્રેમ અને પૂજ્યભાવ પ્રકટવો જોઇએ, ત્યા પિતા એટલે ત્રાસજનક વ્યકિત એવો ભાવ જ્યા પુત્રના હૃદયમા પ્રકટે એ કેટલી અધમ દશા !

સ્ત્રીના ગુણ બીજાને કે તેને પોતાને ન કહેવા બીજા આગળ ગુણ કહેવાથી લોકો તે કહેનારને નિર્લજ માને છે, અને કોઇ મનુષ્યને તેની કસોટી કાઢવાનુ મન થઇ જાય, તો તેમા ભય આવવાનો સંભવ

છે સદ્ગુણોનુ પ્રત્યક્ષ વર્ણન કરવાથી કેટલીકવાર તે સ્ત્રી નફ્ટ થઇ જવાનો ભય રહે છે

આ ઉપરની શીખામણ એકદર વાજબી છે, પણ બધા સયોગોમા એમજ વર્તવુ એમ કહી શકાય નહિ મનુષ્યે પોતાનો નોકર, પુત્ર અને સ્ત્રી કેવા પાત્ર છે તેનો વિચાર કરી જેમ યોગ્ય લાગે તેમ વર્તવુ

**जपिज्जइ पिअवयण किज्जइ विणओ अ दिज्जए दाणं**
**परगुण गहणं किज्जइ अमुल मंत वसीकरणं ॥१८॥**

**અર્થ**—પ્રિય વચન બોલવુ, વિનય કરવો, દાન દેવુ, અને પારકાના ગુણ ગ્રહણ કરવા—આ વશીકરણનો અમુખ્ય મત્ર છે,

**ભાવાર્થ**—બીજા મનુસ્યોને વશ કરવા અર્થાત્ પોતાના કરી લેવાનો ઉત્તમ માર્ગ આ શ્લોકમા સુચવવામા આવેલો છે વચનની અદર અમૃત તથા ઝેર રહેલુ છે, વચનમા મિત્રના તથા શત્રુના રહેલી છે માટે જો બીજાને પોતાનો બનાવવો હોય તો ઉત્તમ માર્ગ એ છે કે મનુષ્યે વચનો પ્રિય અને હિતકારી બોલવા કેટલીકવાર મનુષ્યો અમે સ્પષ્ટ વક્તા છીએ, એ બ્હાના હેઠળ બીજાને નહિ બોલવા યોગ્ય અપ્રિય અને તિરસ્કારભર્યા વચનો સભળાવે છે, આમા સત્ય દબાઇ જાય છે, અને તિરસ્કાર પ્રકટ થાય છે તેથી સામો મનુષ્ય શત્રુ બને છે બીજાને પોતાના બનાવવાનો બીજો માર્ગ એ છે કે સામાનો વિનય કરવો—સામા પ્રત્યે સભ્ય વર્તન રાખવુ અને સામાને પ્રિય લાગે તેવી રીતે તેની સાથે વતવુ અન્ય મનુષ્યને મોટુ મન રાખી દાન આપવાથી પણ તે આપણો માણસ બને છે દાન લેનારમા દાન આપનાર પ્રત્યે આભારની લાગણી પેદા થાય છે, અને તેથી દાન આપનારનો પોતે કેવી રીતે બદલો વાળી શકે એવો વિચાર પ્રકટે છે, આ રીતે દાન લેનાર દાન આપનારને વશ થાય છે.

પારકાના ગૂણ ગ્રહણ કરવા જેમ તુલ્ય ગુણગ્રાહી છે, બીજાના ગુણની કદર બુઝી શકે છે, તે જરૂર મહાન થશે દરેક મનુષ્યમા ગુણ તેમજ અવગુણ હોય છે. ગુણ દષ્ટિવાળો સર્વના ગુણ તરફજ દષ્ટિ રાખે છે, અને જ્યારે પ્રસગ આવે ત્યારે તે ગુણોજ વર્ણવે છે આથી સર્વ કોઇ તેના મિત્ર થય છે

આ સાધનોનો આશ્રય લેનાર જીવ સર્વને પ્રિય થાય છે, અને સર્વ તેના મિત્ર બને છે

**पत्थावे जपिज्जइ सम्माणिज्जइ खलोऽवि लहु मझ्झे॥**
**मझ्झइ सपरविसेसो सयलत्था तस्स सिज्झन्ति ॥१९॥**

**અર્થ**-યોગ્ય સમયે બોલવુ, ઘણા મનુષ્યોની વચમા ખલ માણુસનું પણ માન રાખવુ, પોતાનો અને પરનો વિશેષ ભેદ જાણવો, કે જેથી સકલ અર્થની સીદ્ધિ થાય

**ભાવાર્થ**-બીજાઓ સાથે બોલવામા કયા કયા નિયમોપર ધ્યાન આપવુ, તે આ શ્લોકમા બતાવવામા આવ્યુ છે કોઇની સાથે બોલવામા કેવો સમય છે, તે વીચારીને બોલવુ યોગ્ય વખતે આપેલી સલાહ લાભકારી થાય છે, પણ તેજ સલાહ અયોગ્ય વખતે આપવામા આવે તો શત્રુતા પેદા કરે છે હલકા મનુષ્યને પણ ભર સભામા તોડી પાડવો નહિ તેના સબધમા બોલવાનુ આવે તો તે પણ સભ્યતાથી બોલવુ. ગમે તેવો હલકો મનુષ્ય હોય, પણ જો તેનુ સભામા અપમાન થાય તો તેને ઘણુ લાગી આવે છે, અને તે સદાનો શત્રુ બને છે માટે કોઇ હલકા મનુષ્યના સંબંધમા બોલવાનો પ્રસગ આવે તો તે વખતે પણ જીભ ઉપર કાબુ રાખી જેટલી તેની દલીલો હોય તેનો જવાબ આપવો પણ અગત ટીકામા ઉતરી જવુ નહિ મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે, અને તે સદોષ જણાતો પુરૂષ પણ સુધરશે, એવી દઢ શ્રદ્ધા રાખી બને તો સુધારવા પ્રયત્ન કરવો, નહિ તો મૌન

ધરવુ વળી પોતાની તથા પોતે જેને ઉપદેશ આપવા તૈયાર થયો છે, તેની સ્થિતિનો વિચાર કરવો. આ ભેદભાવ નહિ સમજવાથી ઘણા અનર્થો નીપજે છે બાળક આગળ વૈરાગ્યની મોટી વાતો કરનાર ગુરુ કેવો ગણાય ? તેમજ જે કાવ્ય શુ તે સમજતો ન હોય, તેની આગળ અલકારશાસ્ત્ર કહેવાથી લાભ શો ? માટે પોતાની તથા સામાની સ્થિતિ વિચારી વર્તવુ કે બોલવુ

**मंतं ताण न पासे गम्मइ नइ परग्गहे अवीए हिं ॥**
**पडिवन्नं पालिज्जइ सुकुलीणतं हवइ एयं ॥२०॥**

**અર્થ**–મત્ર તત્રના માર્ગે ન જવું, તેમજ બીજાને ઘેર એકલા ન જવુ, અને અગિકાર કરેલુ પાળવુ–આ રીતે વર્તવાથી કુલીનતા પ્રાપ્ત થાય છે

**ભાવાર્થ**–દરેક મનુષ્ય કુલીન કહેવરાવવા માગે છે કુલીનપણુ તેના ગુણોથી આવે છે, જે ગુણો મનુષ્યમા હોય તો તે કુલીન ગણાય, તેમાના કેટલાક ગુણો અહીં વર્ણવવામા આવ્યા છે પ્રથમ તો તેણે મત્ર તત્રમા ન પડવુ મત્રો ખરા છે અને યોગ્ય વિધિસર પવિત્ર હૃદયથી અને શબ્દોના યોગ્ય ઉચ્ચારણપૂર્વક જપવામા આવ્યા તો ફળદાતા થાય છે પણ અહીં જે કહેવામા આવ્યુ છે તેનો અર્થ એ થાય છે કે આજકાલના મત્રવાદીઓ મોટે ભાગે ધુતારા હોય છે, અને જે મનુષ્યોને એનો છદ પડી જાય છે, તે પુરુષાર્થ કરવો છોડી દઈ ક્ષુદ્ર દેવોને તૃપ્ત કરવામા પોતાનો સમય પસાર કરે છે વળી તે ધુતારા મત્રવાદીઓના પ્રસગમા આવતા અનેક પ્રકારના કુવ્યસનો શીખે છે માટે જો આત્મ માર્ગમા આગળ વધવુ હોય તો પવિત્ર જીવન ગાળવું પવિત્ર જીવન ગાળનારાઓને દેવો પણ આવીને નમસ્કાર કરે છે, કોઇના ઘેર એકલા ન જવુ આ સુત્ર કહેવાનો ભાવાર્થ એજ છે કે તે પ્રમાણે ચાલનાર મનુષ્ય ચોરી અને વ્યભીચારથી દુર

રહેશે અને તેને માથે તેવું કોઇ પણ કલંક આવવાનો ભય રહેશે નહિ વળી મનુષ્યે આપેલું વચન પાળવું ઘણા મનુષ્યોમાં ના કહેવાની હિમ્મત હોતી નથી તેથી તેઓ બધાને હાજી હા કહી વચન આપે છે તે જાણતા હોય છે કે તેમનાથી તે કામ થઇ શકશે નહિ, સદા બધાને રાજી રાખવાને હા પાડે છે, પણ પછીથી પોતાનું વચન પાળી શકતા નથી માટે કાતો કોઇનું કામ માથે ન લેવું, અથવા કોઇપણ પ્રકારનું વચન ન આપવું, અને કામ માથે લીધું હોય અથવા વચન આપ્યું હોય તો ગમે તે જોખમે અનેક સંકટો વેઠીને–પણ તે કરવા કમર કસી તૈયાર થવું આવા ગુણો ધરાવનાર ખરો કુલીન કહેવાય છે.

**भुंजइ भुंजाविज्जइ पुच्छिज्ज मणोगयं कहिज्ज सयं ॥**
**दिज्जइ लिज्जइ उचिअइच्छिज्जइ जइ थिरं पिम्मं ॥२१॥**

**અર્થ**–જો પ્રેમને સ્થિર રાખવા ઇચ્છા હોય તો આપણે પ્રિયજનને ત્યાં જમવું અને આપણે ત્યાં તેને જમાડવો તેના મનનો ભાવ પુછવો, અને આપણો વિચાર કહેવો તથા ઉચિત વસ્તુ દેવી અને લેવી

**ભાવાર્થ**—આ જગત શાથી દુઃખી છે? પ્રેમના અભાવે મનુષ્યને ઘણા ખુશામતીઆ મળે છે, પણ સાચો મિત્ર મળવો ઘણો મુશ્કેલ છે નાણા મુકવાને પેટી મળે છે, પણ વાત મુકવાને મિત્રનું હૃદય મળતું નથી. ઘણા મનુષ્યો સાચા–વફાદાર મિત્રના અભાવે અનેક સુખના સાધનો હોવા છતા દુઃખી જણાય છે જગતના વ્યવહારમાં તેમજ આધ્યાત્મિક માર્ગમાં જેને આવો મિત્ર મળ્યો હોય છે, તેને ખરેખર સુખી મનુષ્ય ગણવો આવો મિત્ર જો પૂર્વના પુણ્યોદયે આપણને મળ્યો હોય તો તે મિત્રતા જાળવી રાખવી. ગમે તેટલો ભોગ આપવો પડે, પણ તે મિત્રતા તૂટે તેવું કંઈ પણ કરવું નહિ. હવે આવી મૈત્રી નભાવવા માટે આ શ્લોકમાં કેટલાક નિયમો આપવામાં આવ્યા છે,

(૧) આપણે તેને ત્યા જમવા જવુ, અને આપણે ત્યા તેને જમાડવો સહભોજન એ પણ હૃદયની લાગણી પ્રકટ કરવાનુ એક ઉત્તમ સાધન છે માટે એવા પ્રસગો શોધવા–તેનો લાભ આપવો અને લેવો

(૨) મિત્રના મનમા કાઇ ચિતા હોય તો તે પુછીને જાણવી અને તે દૂર કરવા બનતો પ્રયત્ન કરવો તેના શુભ કાર્યમા તેને પ્રોત્સાહન આપવુ મનુષ્યને મિત્રની હુંફથી ઘણુ બળ મળે છે, અને હૃદયનો ભાર ઓછો થાય છે વળી પોતે પણ પોતાના જે કાઇ પ્રશ્નો હોય તે મિત્રને જણાવે, અને તેની સલાહ પુછે વિના સકોચે તે પોતાના હૃદયગત ભાવ મિત્રને જણાવે

(૩) ઉચિત વસ્તુ લેવી અને દેવી. એક બીજાને વસ્તુઓ આપવી લેવી સ્વાર્થનો વિચાર કર્યા વિના મિત્રનુ કલ્યાણ કરવુ અમુકે મને આટલી મદદ કરી, માટે મારે આટલી કરવી, એવી ગણત્રી એ મિત્રતા નહિ પણ વેપારી સોદો જાણવો.

જીવો પરસ્પર ઉપકારી છે, અને એક બીજાને આધારે ટકી રહેલા છે, માટે આપવું અને લેવુ એ કુદરતનો ક્રમ છે. પણ જીવ જેમ આગળ વધે છે–પ્રવૃત્તિ માર્ગ પરથી નિવૃત્તિ માર્ગ પર આવે છે, તેમ લેવા કરતા આપવુ એ તેનો ધર્મ બને છે માટે હમેશ આપવાને તૈયાર રહેવુ આ શ્લોકમા ઉચિત વસ્તુ આપવી તથા લેવી એ શબ્દ વાપરવાનો હેતુ એ છે કે મિત્ર તરફથી અયોગ્ય વસ્તુ અથવા અયોગ્ય કાર્યની માગણી કરવામાં આવે ત્યારે વિવેક વાપરી શાતિથી તેની અયોગ્યતા તેને સમજાવવી. મિત્રનું લક્ષણ આપતા ભર્તૃહરિ જણાવે છે કે

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गुहति गुणान् प्रकटी करोति

**आपद्गतं न जहाति ददाति काले
सन्मित्र लक्षण मिदं प्रवदन्ति सन्तः ॥**

સન્ત પુરૂષો સન્મિત્રનુ લક્ષણ આપતા જણાવે છે કે સારો મિત્ર પાપ કર્મ કરતા રોકે છે, શુભ કાર્યમા જોડે છે, છુપી વાત છાની રાખે છે, ગુણોને પ્રકટ કરે છે દુખ વખતે ત્યાગ કરતો નથી અને યોગ્યકાળે યોગ્ય મદદ આપે છે

**को वि न अवमन्निज्जइ न य गविज्जइ गुणेहिं निअएहिं
न विम्हओ वहिज्जइ बहुरयणा जेणिमा पुहवी ॥२२॥**

**અર્થ**—કોઇનુ અપમાન ન કરવુ, વળી પોતાના ગુણોનો ગર્વ ન કરવો, અને કોઈ પણ બાબતથી વિસ્મય ન પામવો, કારણકે આ પૃથ્વી બહુ રત્ન વાળી છે

**ભાવાર્થ**—આ જગતમા અનેક રત્નો પડ્યા છે પણ આપણે તે જોઇ શકતા નથી જગતમા જ્ઞાની, પવિત્ર, ઉદાર અને પરમાર્થે ભોગ આપનારા અનેક જીવો હોય છે. પણ તે ઘણીવાર આપણી દૃષ્ટિએ પડતા નથી, તેનુ મુખ્ય કારણ તો એ હોય છે કે તેના મનુષ્યોની કદર બુઝવાની આપણામા શકિત હોતી નથી જેનામા અમુક ગુણો કેટલેક અશે ખીલેલા હોય તે મનુષ્યજ બીજામા વિશેષ અશે ખીલેલા તે ગુણોને જોઇ શકે છે–તેની મહત્તા સમજી શકે છે દરેક મનુષ્યમા શુભ તથા અશુભ તત્ત્વો રહેલા હોય છે હવે આપણે શુભ દર્શી બની દરેકમા શુભ તત્ત્વ શુ છે, તે જોવા પ્રયત્ન કરીએ તો જરૂર તેનામા રહેલા શુભ ગુણો આપણી દૃષ્ટિએ પડયા વિના રહેશે નહિ તેવીજ રીતે અશુભદર્શી જીવ સર્વત્ર કાળી બાજુજ જુએ છે જો આપણે જગતમા રહેલા રત્ન જેવા પુરૂષો તથા સ્ત્રીઓને શોધવા હોય તો ગુણાનુરાગી શુભદર્શી બનવું અને તે સાથે આ શ્લોકમા જણાવ્યા પ્રમાણે કોઇનું પણ અપમાન ન કરવુ, કારણકે અમુક

અજાણ્યા પુરૂષનું આપણે અપમાન કરી બેસીએ, પણ પાછળથી તેના ગુણ જાણવામા આવતા આપણને પસ્તાવાનુ કારણ બને, અને થયેલી ભુલ સુધારવી મુશ્કેલ પડે વળી પોતાના ગુણ વિષે અભિમાન ધારણ ન કરવુ અભિમાની મનુષ્ય સારા પુરૂષોના સબધમા આવી શકતો નથી પોતાનુ મહત્ત્વ ઘટશે,એવા ભયથી તે કોઇ વિશેષ જ્ઞાનીને પોતાની શકાઓ પુછી શકતો નથી, અને પોતાના માની લીધેલા સર્વજ્ઞપણાના ભ્રમથી આગળ વધી શકતો નથી કહ્યુ છે કે

**લઘુતાસે પ્રભુતા મીલે, પ્રભુતાસે પ્રભુ દૂર;**
**કીડી હો મીસરી ચુગે, ગજશિર ડાલે ધુલ.**

- વળી કોઇ પણ બાબતમા વિસ્મય ન બતાવવો કોઇ પણ નવી વસ્તુ સાભળવામા આવે ત્યારે મનુષ્ય આશ્ચર્ય બતાવે છે અને માને છે કે જરૂર તેમા ઢોંગ હશે પણ આ ભૂલ છે ઘણીવાર નવીન બાબતો સત્યપૂર્ણ પણ હોય, માટે કોઇપણ બાબતમા વિસ્મય નહિ પામતા તેના ગુણદોષ તપાસવા, અને જે બાબત ગુણવાળી લાગે, તે ગમે તેણે કહી હોય, ગઇ કાનેજ કહી હોય, છતા તે સ્વીકારવા તૈયાર રહેવુ જગતમા કાઇ કાઇ નવીન બાબતો ખુલ્લી થતી જાય છે, સત્યના નવીન સ્વરૂપો પ્રગટ થતા જાય છે, માટે આખ કાન તથા મનને ખુલ્લા રાખવા, અને વિસ્મય નહિ પામતા તેને તપાસવા, અને યોગ્ય લાગે તો પુર્વ નિર્ણયોને દુર કરી તે સ્વીકારતા જરા પણ આચકો ખાવો નહિ આવી રીતે વર્તવાથીજ જ્ઞાનની વૃદ્ધિ થાય છે, અને મહાન પુરૂષો તથા મહાન્ સત્યોના સબ-ધમા અવાય છે

**आरभिज्जइ लहुअं किज्जइ कज्जमहंतम वि पत्था**
**न य उक्करि सो किज्जइ लब्भइ गुरुअतणं जेण ॥२३॥**

**અર્થ**–પ્રથમ લઘુ નાનુ કામ આરભ કરવુ, પછીથી મોટુ કાર્ય કરવુ, પણ ઉત્કર્ષ ન કરવો, આ રીતે કરવાથી ખરી મહત્તા પ્રાપ્ત થાય છે

**ભાવાર્થ**–વ્યવહાર કુશળતા તથા મનુષ્ય સ્વભાવનુ ઉડુ જ્ઞાન ધરાવનાર આ શ્લોકના લેખક જણાવે છે કે મનુષ્યે પ્રથમ નાના કામથી શરુઆત કરવી, મનુષ્ય પોતાનો આદર્શ ઉચો રાખે, પણ શરુઆત નીચલા પગથીઆથી કરવી, જે મનુષ્ય એકદમ મોટુ કામ ઉપાડે છે, તે ઘણીવાર નિષ્ફળ જાય છે, ત્યારે નિરાશા પ્રકટે છે, અને પછી તેનામા નાનુ સરખુ પણ કામ કરવાની હિંમત જતી રહે છે, દુધનો દાઝેલો છાશ પણ ફુકીને પીએ, એવી તેની સ્થિતિ થાય છે માટે અહીં કહેવામા આવ્યુ છે કે નાના કામથી શરુઆત કરો. જ્યારે મનુષ્ય કોઇપણ નાનુ કામ સફળતાથી કરી શકે છે, ત્યારે તેને પોતાની શક્તિમા વિશ્વાસ આવે છે, તેનામા સ્ફુર્તિ આવે છે, અને તેનાથી જરા મોટુ કામ કરવાને તે તત્પર બને છે, તે જરા મોટુ કામ કરતા વિશેષ મોટુ કામ કરવાને યોગ્ય થતો જાય છે આ રીતે છેવટે મોટા મોટા કાર્યો કરવાને તે લાયક બને છે

ધર્મ માર્ગમા પણ પગથિએ પગથિએ ચડનારને પાછા પડવાનો ભય રહેતો નથી પ્રથમ જીવ માર્ગાનુસારી બને છે, માર્ગાનુસારીને લગતા ૩૫ ગુણો પ્રાપ્ત કર્યા પછી તે શ્રાવક પદને લાયક થાય છે. શ્રાવકના ૨૧ ગુણ પ્રાપ્ત કર્યા પછી તે વ્રતધારી શ્રાવક થઇ પાચ અણુવ્રત તથા બીજા સાત વ્રતો ધારણ કરે છે. તે પછી તે દીક્ષાને વાસ્તે તૈયારી કરે છે, અને દીક્ષામા પણ વિવિધ પગથીયા ચઢી અનુક્રમે પન્યાસ, ઉપાધ્યાય, આચાર્ય વગેરે થાય છે કોઇ પરાક્રમી જીવ હોય તે કેટલાક પગથિયા થોડા સમયમા ઓળગી જાય, વળી સામાન્યક્રમ પ્રમાણે મનુષ્ય ઉત્તરોત્તર આગળ વધે તો તે ગબડી પડતો નથી, અને ધીમે ધીમે ઉચે ચઢી શકે છે.

બીજી બાબત આ શ્લોકમા એ જણાવવામા આવી છે કે મનુષ્યે ઉત્કર્ષ ન કરવો, તેનો અર્થ એ થાય છે કે પોતે કરેલા કાર્યો અથવા મેળવેલ જ્ઞાન કે સંપતિની જ્યા ત્યા પ્રશસા સ્વમુખે ન કર્યા કરવી, કારણકે જ્યારે મનુષ્ય તેવી પ્રસસા કરવા લાગે છે, ત્યારે પછી તે આગળ વધી શકતો નથી તે હવે ભુતકાળમા રમ્યા કરે છે વર્તમાન મા એવા કાર્યો કરતો નથી કે જેવી ભવિષ્યમા તેને આનદ થાય, માટે પોતાની બડાઇ નહિ ગાતા શુભ માર્ગમા-શુભ કાર્યોમા આગળ ને આગળ વધ્યાજ કરવુ શ્રી આનદઘનજી લખે છે કે શુભ કામમા પ્રવૃતિ કરતા જરા પણ થાકવુ નહિ

**झाइज्जइ परमप्पा अप्पसमाणो गणिज्जइ परो ॥**
**किज्जइ न रागदोसो छिन्निज्जइ तेण संसारो ॥२४॥**

**અર્થ**-પરમાત્માનુ ધ્યાન કરવુ, પોતાના સમાન પરને-બીજાને ગણુવો, રાગદ્વેષ ન કરવા, આ રીતે વર્તવાથી મનુષ્ય સસારને છેદે છે-મુકિત મેળવે છે.

**ભાવાર્થ**-હવે આ પુસ્તકને સમાપ્ત કરતા ગ્રથકાર સસારનો છેદ કરવાની-મુકિત પામવાની કૂચી આપણુને ત્રણુ વાકયોમા જણાવે છે મુકિતનો માર્ગ તો ટુકો છે, પણુ તે સમજવાની અને સમજીને તે પ્રમાણે વર્તવાની ખાસ આવશ્યકતા છે પ્રથમ એ કહેવામા આવ્યુ કે પરમાત્માનું ધ્યાન કરવું. કુદરતનો એવો નિયમ છે કે મનુષ્ય જેનુ ધ્યાન કરે છે, તેવો તે થાય છે પવિત્રતાનુ ધ્યાન કરવાથી પવિત્ર થવાય છે અને વિષયનું ધ્યાન કરવાથી વિષયી થવાય છે તેજ રીતે પરમાત્માના ગુણુનુ સ્વરૂપ વારવાર ચિતન કરવાથી પોતાનામા રહેલા પરમાત્માના ગુણો પ્રકટ થતા જાય છે. અને ઉચ્ચ જીવન ગાળવાનુ કામ સ્વાભાવિક બનતું જાય છે. બીજો માર્ગ એ કહેવામા આવ્યો છે કે મનુષ્યે બીજાને પોતાના તુલ્ય ગણુવા. કહ્યુ છે કે-

**इष्टाप्यथात्मनो प्राणाः भुतानामपि ते तथा**
**आत्मौ पम्येन न भुतेषु दयां कुर्वन्ति साधव. ॥**

જેવા પોતાના પ્રાણ-પોતાનો જીવ પોતાને વ્હાલો છે, તેવી રીતે દરેકને પોતાનો જીવ વ્હાલો છે આ પ્રમાણે પોતાની સાથે બીજાને સરખાવીને સાધુ પુરૂષો બીજા પ્રત્યે દયાભાવ બતાવે છે

મનુષ્ય સ્વાર્થથી અજ્ઞાનથી સ્વહિત સાધવા જતા બીજાનુ કેટલુ અહિત કરી બેસે છે, તેનુ તેને ભાન રહેતુ નથી, પણ આત્મમાર્ગનો અભ્યાસી જીવ બીજા જીવોને પણ પોતાના તુલ્ય ગણી બીજાઓ પ્રત્યે પ્રેમ, અનુકપા, દયાભાવ બતાવે છે, એટલુજ નહિ પણ તે દયાભાવને દયાના કાર્યરૂપે પ્રકટ કરે છે

ત્રીજી બાબત એ જણાવવામા આવી કે મુમુક્ષુ જીવે રાગદ્વેષને તજી દેવો પ્રિય વસ્તુ અથવા મનુષ્ય ઉપર રાગ થાય અને અપ્રિય વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે દ્વેષ થાય એ મનુષ્યનો સ્વાભાવિક ગુણ છે પણ જ્ઞાની પુરૂષ વસ્તુનુ સ્વરૂપ યથાર્થ સમજે છે તેથી તે સમતોલ વૃત્તિ જાળવી શકે છે, રાગની વસ્તુઓ પણ સમય જતા નાશ પામશે તેમ સમજી તેમા મોહ પામી જતો નથી, તેમજ અપ્રિય લાગતી વસ્તુઓ પણ સવદા ટકવાની નથી, એમ સમજી તેથી ખિન્ન પામતો નથી તે શ્રીમદ્ કર્પૂરચદજી સાચે વિચારે છે કે –

**વિનાશી પૂદ્ગલ દશા, અવિનાશી તુ - આપ,**
**આપો આપ વિચારતાં મિટે પૂણ્ય અરૂ પાપ**

આ પુદ્ગલની વસ્તુઓ-જગતની ચીજો સર્વે નાશ પામવાવાળી છે ફકત તુ-પોતે-આત્માજ અવિનાશી છે, માટે તારા આત્માનુ સ્વરૂપ વિચાર, એટલે પુણ્ય અને પાપ ચાલ્યા જશે, અને તું અનત શાતિનો ભોકતા થઇશ.

વળી જ્યા સુધી મનુષ્ય દરેક જીવને બ્હારની દ્રષ્ટિથી જુએ છે, ત્યા સુધી તેને રાગદ્વેષ થાય છે, પણ જો તેના આત્મા ભણી નજર કરે તો આત્મા તો સદા શુદ્ધ નિર્વિકારી અને આનદ સ્વરૂપ છે તેથી તે આત્મા પ્રત્યે તેના હૃદયમા સ્વાભાવિક પ્રેમ જાગે છે, અને પોતે પણ તેવુ સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રેરાય છે હવે ગ્રન્થકાર આ પુસ્તકનો ઉપસહાર કરતા લખે છે કે –

**उवपस रयण माल जो पव ठवइ सुठु निअकंठे**
**सो नर सिवसुहलत्थीवत्थयले रमइ सत्थाई ॥२५॥**
**पअ पउम जिणेसरसुरि वयणगुंफ रम्मिअे वहउ**
**मव्व जणो कंठ गय त्रिउल उवपस मालमिण ॥२६॥**

**અર્થ**–આ પ્રમાણે આ ઉપદેશ રત્નમાલાને જે મનુષ્ય પોતાના કંઠમા સારી રીતે ધારણ કરે છે, તે નર શિવસુખરૂપી લક્ષ્મીનાહૃદયમા સદા રમે છે

આ પ્રમાણે પદ્મજીનેશ્વર સૂરિના વચનની રચનાએ કરીને રમણીય એવી આ વિસ્તારવાળી ઉપદેશ રત્નમાળા ભવ્ય જીવો કંઠને સદા શોભાવો.



# મૌનનો પ્રભાવ.

જગતની દોડધામ, ઉતાવળ, અને ઘોંઘાટમા આપણે એટલા બધા ગરક થઇ ગયા છીએ કે મોનને વાસ્તે આપણને જરા પણ સમય નથી મૌનમા અવાજ કરતા વિશેષ મહત્વ રહેલુ છે, તેનો આપણને બીલકુલ અનુભવ નથી મનુષ્ય પોતાની વૃત્તિઓ, પોતાના વિચારો સાકાર કરવાને બહુજ આતુર હોય છે, જગતના એકાતવાસના, પર્વતના શિખરના, ઝરણના અને એવા શાત પ્રદેશોના મૌનમા જે ગભિરતા અને ભવ્યતા રહેલી છે, તેની-નિરતર શહેરની ધમાલવાળી પ્રવૃત્તિમા રમનારાઓને કયાથી ખબર હોય ?

જેઓ વિચાર રહિત છે, અને જેઓની ભાવનાઓ ઉચે ઉડી શકે તેવી હોતી નથી, તેઓ તો બહારના ઘોંઘાટથી અજાઇ જાય છે પણ જેઓ વિચારશીલ છે, અને ભાવનાવાદી છે, તેઓ તો મૌનના પ્રશસક હોય છે અતર શાતિ મેળવવાને ઉમદા ચારિત્રવાળા પુરૂષોએ ઘણીવાર બહારના શાત પ્રદેશોનો આશ્રય લીધો છે એના આપણને ઘણા પુરાવા મળી આવે છે

જગતના ઘણા જીવોને મૌન પસદ નથી, કારણ કે જેઓ અપવિત્ર છે, અને જેઓના વિચારો સ્વાધીન નથી, તેઓ તો પોતાના હૃદય તરફ દૃષ્ટિ નાખી શકતા નથી તેઓને જગતની ધમાલ અને બહારની પ્રવૃત્તિઓ બહુ રુચિકર લાગે છે, કારણ કે તેથી આતરની શાતિ દબાઇ જાય છે, અને તેઓ આતર શાતિ-મૌનથી બહુજ ડરે છે કેદી લોકોને એકાતવાસની સજા આ કારણથીજ બહુ ત્રાસદાયક લાગે છે તેઓ એકાતવાસની સજા ભોગવવા કરતા બીજુ સખ્ત કામ કરવા ખુશી બતાવે છે, પણ જેઓ પવિત્ર છે, જેઓના વિકારો સ્વાધીન છે, તેઓ તો એકાતવાસ અને મૌનજ પસદ કરે છે, કે જ્યા તેઓ પોતાના સ્વરૂપ વિષે, પોતાના સ્વભાવ વિષે, અને પોતાના

ગુણુ દોપ વિષે બરાબર ચિંતન કરી શકે તેઓ બાહ્ય શાંતિને સ્હાય છે, કારણ કે તે તેમના આંતર વિકારોને વશ કરવામા મદદગાર થાય છે

જેમ જેમ મનુષ્ય આતર શાન્તિ રાખવાને સમર્થ થતો જાય છે, તેમ તેમ તેના પોતાનામા કાઇ નવી શક્તિ આવતી હોય, એવું તેને ભાન થાય છે, અને આ શક્તિ તે તેના બોલેલા શબ્દો કરતા પણ વિશેષ પ્રબળ હોય, અને વધારે ઉચ્ચ પ્રકારની હોય એમ તેને લાગવા માડે છે મનુષ્યો મૌન રાખી શકતા નથી, કારણ કે તે પોતાનુ હુંપણુ-અહકાર દર્શાવવા લાગે છે દરેક બાબતમા પોતાનુ વ્યક્તિત્વ પ્રદર્શિત કરવાનો તેમનો સ્વભાવ થઇ ગયો છે માટે જેઓ પોતાના હુંપણાને-અહકારને દાબવા માગતા હોય તેઓજ આ મૌન ધારણ કરી શકે વાણીનો સયમ અતિ કઠણ છે કોઇ પણ વાત ચાલતી હોય ત્યારે આપણો અભિપ્રાય દર્શાવવાને આપણે ઘણાજ આતુર હોઇએ છીએ બીજા મનુષ્યનુ વચન પુરૂ સાભળવા પૂર્વે તો આપણે આપણો અભિપ્રાય પ્રકટ કરી દઇએ છીએ

જે ખરો જ્ઞાની પુરૂષ છે તે તો પોતાના શત્રુની સાથે પણ દીલસોજી રાખી શકે છે જ્યારે તેના શત્રુઓ તેના પર ગાળોનો વરસાદ વરસાવે અથવા તેની નિંદા કરે છે ત્યારે તેના જવાબમા એક પણ અક્ષર બોલતો નથી કારણ કે તે જાણે છે કે તેઓ તેઓના સ્વભાવ પ્રમાણે વર્તે છે

એક મહાન કવિના કોઇ કાવ્ય ઉપર ભારે ટીકા કરવામા આવી હતી તે વાચ્યા પછી તેણે પોતાના એક મિત્ર આગળ કહ્યુ, " તેઓ તેમના દૃષ્ટિબિંદુથી ખરા છે." આ પ્રમાણે ખરો જ્ઞાની પુરૂષ પોતાના દૃષ્ટિબિંદુ વાસ્તે બીજાઓ જોડે યુદ્ધમા ઉતરતો નથી, પણ તે સામાના પોતાના શત્રુના પણ દૃષ્ટિબિંદુને ઉદાર ભાવથી સમજી શકે છે, આથી તે અનેક પ્રકારના માનસિક ઉદ્વેગ અને દુખથી બચે છે તે પોતાના શત્રુને સામા થઇને નહિ પણ સામા થયા વિના જીતે છે. યુદ્ધથી

નહિ પણ પ્રેમથી તે જીત મેળવે છે, જ્યારે તેની નિંદા કરવામા આવી હોય, તેને હેરાન કરવામા આવ્યો હોય, અથવા તેની હાસી કરવામા આવી હોય, તે વખતે જે મૌન ધારણ કરે છે, તે મૌનમાજ તેનો પ્રેમ પૂર્ણ જોશથી પ્રકટી નીકળે છે

વાતો કરવી અને ઘોઘાટ કરવો એ કામ સરલ છે, સામા થવુ અને કજીઓ કરવો એ પણ એટલુજ સ્વાભાવિક છે દરેક ગુલામ પણ તેમ કરી શકે દરેક જગલી પશુ પણ તે કામ કરી શકે આ ઉપરથી ખરા બળનુ માપ નીકળતુ નથી આ ઉપરથી કદાચ મનુષ્યમા પશુબળ કેટલુ છે, તેનો ખ્યાલ આવી શકે, પણ શાત અને જીતેદ્રિય થવુ, ઉશ્કેરે તેવા પ્રસગોમા પણ મૌન ધારણ કરવુ, આ અપૂર્વ આતર બળના–અનુપમ વિકાસના–પ્રબળ પુરાવા છે

આ મૌનનો એટલો બધો પ્રભાવ છે કે તે મૌન ધારણ કરનારમા બળ અને શાતિ આવે છે, એટલુજ નહિ પણ તેની સાથે સબધમા આવનારા મનુષ્યને પણ તે બળ અને શાતિનો કેટલેક અશે અનુભવ થાય છે.

આ મૌનનો પ્રભાવ બતાવવાને કોઇ પણ જાતનો પ્રયત્ન કરવામા ન આવે તે છતા પણ જે જ્ઞાન અને નિરહકારપણાથી તે ઉદ્ભવે છે, તે તો તેનામા વિદ્યમાન હોય છે તેથી આવા આત્મજ્ઞાની અને મૌની પુરૂષના સબધમા આવનાર મનુષ્યો પર તે વ્યક્તિની અસર થયા વિના રહેતી નથી તે મનુષ્યો પણ તેની સમીપમા રહીને શાતિ અને સુખ અનુભવે છે.

સારા શબ્દો મનુષ્યના હૃદયમા પ્રવેશ પામી તેને સારા કામ કરવા પ્રેરે છે, પણ પ્રેમ અને જ્ઞાનપૂર્ણ મૌન તો છેક ભીતરમા પ્રવેશ કરે છે કારણ કે તેથી મનુષ્યને પૃથ્વી ઉપર વસતા છતા સ્વર્ગીય શાતિનો અનુભવ થાય છે.

**શ્રી મણિલાલ નાણુભાઇ દોશી**
**ના સયમ સામ્રાજ્ય પુસ્તકમાથી.**

# લક્ષ્મી અને જ્ઞાન.

## લક્ષ્મી.

પૈસાથી મળતુ સુખ ક્ષણિક છે.

પૈસો—એ લોભને વધારે છે

પૈસો એ અભિમાની બનાવે છે.

પૈસાપરનો પ્રેમ એ મનુષ્યને અશાંત બનાવી તેની પ્રાપ્તિ માટે દોડધામ કરાવે છે.

પૈસાનો અતિલોભ, મનુષ્યને અનેક કુકર્મો કરાવી, અસત્ય અન્યાય અનીતિ અને દુરાચારને રસ્તે દોરી જાય છે.

પૈસાનો લોભ સગા સબંધીમા વેર વિરોધ અને કુસપ કરાવનાર મુખ્ય સાધનરૂપ છે.

પૈસાનો પ્રેમ સ્વાર્થી બનાવે છે

પૈસો બાહ્ય સુખ આપી શકે છે વળી તે જતા દુખ ઉત્પન્ન થાય છે અને ખરચતા ખુટે છે.

## જ્ઞાન.

જ્ઞાનથી મળતુ સુખ અખંડ છે.

જ્ઞાન એ સંતોષી થતા શીખવે છે.

જ્ઞાન એ નમ્ર બનતાં શીખવે છે

જ્ઞાનપરનો પ્રેમ એ મનુષ્યને શાંત બનાવી જે વખતે જે મળે તે પર સંતોષ રાખતા શીખવે છે.

જ્ઞાન એ મનુષ્યને કુકર્મોમાંથી બચાવી લઇ, સત્ય ન્યાય નીતિ અને સદાચારને પથે લઇ જઇ સુખી બનાવે છે.

જ્ઞાનની પ્રાપ્તી સ્નેહીઓના સુખને માટે પોતે દુખ વેઠીને પણ તેમના તરફ પ્રેમ તથા લાગણી રાખવાનુ શીખવે છે.

જ્ઞાન એ થોડામાંથી પણ થોડુ બીજાને આપતાં શીખવે છે.

જ્ઞાન અંતરનુ સાચુ સુખ આપે છે વળી તે પ્રાપ્ત થતાં તેને જેમ આપતા જઇએ તેમ વધતુંજ જાય છે.

સાર–જ્ઞાન અને ભક્તિના સાધનરૂપ આ દેહને, પોષવા તેમજ પરમાર્થી કાર્ય કરવા પુરતી લક્ષ્મી એજ સુખકર છે. એથી વધારેનું ઉમંગ-ભક્તિ જ્ઞાન આદિના રોકનારી [illegible]